શેરબજાર, નાણાંબજાર વગેરેનું રૂપ ધારણ કરી લે તો ગણિતનું શિક્ષણ રસદાયક અને સરલ થાય, અને એ વિષયોનો જીવનમાં શો ઉપયોગ છે તે વિદ્યાર્થીઓના મનમાં સ્ફુરે. વિદ્યાર્થીઓ બેંકરો અને થાપણ મૂકનારાના તથા શૅરો, વ્યાજ, ડિસ્કાઉન્ટ અને બિલ ઑફ એક્સ્ચેંજના પ્રશ્નો સમજે. તેઓ કંપનીના ડિરેક્ટરો અને શૅરહોલ્ડરોનો પાઠ ભજવતાં વ્યાજ, ડિવિડન્ડ, બોનસ, સ્ટૉક્સ અને શૅરોની ચાવીઓ સમજી જાય. વર્ગમાં બેઠા બેઠા કલ્પનાના મોટા વેપારો ખેડી નફા અને તોટાના ખ્યાલ લઈ શકે. એક ગણિતનો દાખલો પાટીમાં કે કાગળમાં બેઠાં બેઠાં ગણ્યા કરવો અને એ જ દાખલાને જીવનમાં ભજવવો એ બે વસ્તુમાં કેટલો બધો ફેર છે? એમાં જેટલો ફેર છે તેટલો જ ફેર શિક્ષણના સંગીનપણામાં પણ છે.

ભાષાના શિક્ષણમાં તો આ પદ્ધતિનો સુંદરમાં સુંદર ઉપયોગ થઈ શકે. સુંદર સુંદર કવિતાઓનું ગાન, સુંદર સુંદર ફકરાઓનું ભાષણ અને સુંદર ગદ્યપદ્ય કૃતિઓનું નાટક: એ બધાં ભાષાજ્ઞાન વધારવાનાં અને ભાષાના આત્માને સમજવાનાં અતિ ઉપયોગી સાધનો છે. સંવાદો અને વાદવિવાદોનો પણ સારો ઉપયોગ કરી શકાય. વિદ્યા-



ર્થીઓ જાતે જ પોતાનાં નાટકો મેળવવાના શોખીન હોય છે. એમના એ શોખને આ ક્ષેત્રમાં સંપૂર્ણ અવકાશ આપવો જોઈએ. સઘળું એમની પસંદગીનું રહેવા દેવું; માત્ર જ્યાં સુધારવા જેવી ભૂલો થતી હોય ત્યાં જ સહેજ સુધારો કરી દૂર રહેવું જોઈએ. ભાષાની દૃષ્ટિથી જ્યાં જ્યાં ગંભીર દોષો જોવામાં ન આવે ત્યાં ત્યાં પણ ભૂલો સુધારવાના પ્રયત્નોમાં વિદ્યાર્થીઓનો ઉત્સાહ મંદ ન થઈ જાય તે જોતા રહેવું. શિક્ષકે નાટકનું વસ્તુ કદી પણ પસંદ કરી ન આપવું; માત્ર તેમની પસંદગીને ઘટતી અનુમતિ આપી અટકવું. વર્ગમાં અદાલતોના, કૉન્ફરન્સોના, પરિષદોના, હડતાલોના, ગૃહજીવનના અને મનુષ્યજીવનના વિધવિધ પ્રસંગો ઉભા કરી તે તે પ્રસંગોને અનુરૂપ ભાષામાં વિદ્યાર્થીઓના નાટ્યપ્રયોગો રચવા જોઈએ. આવા પ્રસંગોએ વિદ્યાર્થીઓને ભાષાજ્ઞાન સાથે મનુષ્યસ્વભાવનાં સહજ લક્ષણોનો પણ સારો અભ્યાસ થાય. આ પ્રમાણે બીજા વિષયોના શિક્ષણમાં પણ નાટ્યપ્રયોગપદ્ધતિનો સારો ઉપયોગ કરી શકાય અને વિદ્યાર્થીઓને કોઈ પણ વિષયનું સંગીન અને સચોટ જ્ઞાન આપી શકાય.

વિદ્યાર્થીઓ તો આજન્મ નાટકી છે અને

તેઓ તો આ પદ્ધતિથી શીખવાને તૈયાર જ છે; પરંતુ પ્રશ્ન શિક્ષકનો છે. શિક્ષકો પોતે નાટકી ન હોય, તેઓ મન મૂકી વિદ્યાર્થીઓ સાથે નાચી કૂદી શકે તેવા ન હોય, લીંબુના રસની જેમ વિદ્યાર્થીઓમાં ભળી જઈ શકે તેવા ન હોય, અને વિદ્યાર્થીઓને નાટકની પ્રવૃત્તિ વખતે તેમનો બોજ અને ભાર લાગ્યા કરતો હોય, તો નાટ્યપ્રયોગોથી શિક્ષણ આપવું જોખમભરેલું ગણાય.

શિક્ષકો બાલપ્રવૃત્તિની યોગ્ય કદર કરી શકે તેવા હોય અને બાલમન પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિવાળા હોય તો જ નાટ્યપ્રયોગ દ્વારા શિક્ષણ આપવાનો અખતરો ફતેહ મેળવી શકે. જે શિક્ષકો આવે પ્રસંગે વિદ્યાર્થીઓ જેવા બની શકતા હોય, જેમના મનમાં પોતાની મોટાઇ, વિદ્વત્તા, અધિકાર અને સત્તાનો ખ્યાલ સરખો પણ ન રહેતો હોય, જેઓ પોતે પણ નાટકોનો લાભ અને આનંદ લઇ શકતા હોય, તે જ શિક્ષકોએ નાટ્યપ્રયોગો દ્વારા શિક્ષણ આપવાનો ખ્યાલ કરવો. આ પદ્ધતિ જેટલી સુંદર અને લાભદાયી છે તેટલી જ અઘરી છે. તેથી શિક્ષકોએ આ પદ્ધતિનો અખતરો કરતા પહેલાં પોતાની જાતની સંપૂર્ણ તૈયારી અને આત્મશ્રદ્ધા મેળવી લેવાં જોઇએ.



પણ પદ્ધતિ ઘણી અઘરી છે એટલે શિક્ષકોએ આ પદ્ધતિમાં પગ જ ન મૂકવો એવા આત્મઘાતી નિર્ણય પર ન આવવું જોઇએ. આપણે સૌ જન્મથી અનુકરણ કરનારાં પ્રાણીઓ છીએ. નાટક કરવું એ આપણો સહજ સ્વભાવ છે. તેથી આપણે જો આપણા પર બાઝી ગયેલાં કૃત્રિમતાનાં પડો દૂર કરીશું તો આપણો શુદ્ધ સ્વભાવ ખીલી નીકળશે, ને આપણે પણ બાળકો જેવા બની જઇ તેમનાં નાટકોમાં રસભર્યો ભાગ લઈ શકીશું. બાળકોના ઉદ્ધાર માટે આપણે બાળકો થઇશું તો આપણે ખોટું કર્યું કહેવાશે નહિ.

# ૫ સંયોગીકરણ અને પૃથક્કરણ પદ્ધતિઓ

શિક્ષણમાં આ પદ્ધતિઓ જુદે જુદે વખતે વાપરીને શિક્ષણનું કામ સફળ કરી શકાય છે.

સંયોગીકરણપદ્ધતિ એટલે વસ્તુ અથવા વિષયને તેના એકમથી પ્રથમ છૂટો છૂટો શીખવી પછી આખી વસ્તુ અથવા વિષયનું પૂરું જ્ઞાન કરાવવું. આથી ઉલટી પૃથક્કરણપદ્ધતિ છે. પૃથક્કરણપદ્ધતિ એટલે વસ્તુ અથવા વિષયને આખો બતાવી કે શીખવી ત્યાર પછી તેનાં અંગો ઉપાંગોના પૃથક્કરણ વડે અર્થાત્ તે છૂટાં છૂટાં બતાવી તે વિષયનું જ્ઞાન કરાવવું.

બાલશિક્ષણમાં આ બન્ને પદ્ધતિઓ વાપરી શકાય છે. અક્ષરજ્ઞાન આપવાના પ્રયત્નો બન્ને પદ્ધતિથી થયેલા છે. ક, ખ, એમ અક્ષરશિક્ષણથી ભાષાશિક્ષણ એ સંયોગીકરણ પદ્ધતિ છે, જ્યારે



પ્રથમ શબ્દ શીખવી ત્યાર પછી શબ્દને છૂટો પાડી અક્ષરો શીખવવા એ પૃથક્કરણપદ્ધતિ છે. અંગ્રેજી ભાષામાં ભાષાશિક્ષણ આજે સંયોગીકરણ કરતાં પૃથક્કરણ પદ્ધતિથી શરૂ કરવાની હિમાયત વધતી જાય છે, કારણ કે સંયોગીકરણપદ્ધતિથી શબ્દો શીખવતાં અંગ્રેજી ભાષાની ઉચ્ચારની વિચિત્રતા મુશ્કેલી પેદા કરે છે. અંગ્રેજી ભાષા ઉચ્ચારાનુસારી નથી તેથી તેની શબ્દોની જોડણી અને શબ્દોનો ઉચ્ચાર જુદાં પડે છે. આથી પૃથક્કરણપદ્ધતિ તેમને સુલભ લાગી છે.

પણ આપણે ત્યાં અક્ષરશિક્ષણમાં પૃથક્કરણપદ્ધતિ એ આંધળું અનુકરણ છે. આપણી ભાષા ઉચ્ચારાનુસારી છે એટલે આપણે તો મૂળાક્ષરો સંયોગીકરણપદ્ધતિથી શીખવવા જોઈએ. સમર્થનમાં ડૉક્ટર મોન્ટીસોરીની અક્ષરશિક્ષણની પદ્ધતિ આપણને મળે છે. ઇટાલિયન ભાષા ઉચ્ચારાનુસારી–અનુધ્વનિ છે, અને તેથી ત્યાં પણ સંયોગીકરણપદ્ધતિથી શીખવવામાં આવે છે.

અક્ષરશિક્ષણમાં ખંડપદ્ધતિ નામની પદ્ધતિ કિન્ડરગાર્ટન શાળાઓમાં વપરાય છે. તે એક રીતે સંયોગીકરણ કે પૃથક્કરણ બેમાંની એકે પદ્ધતિમાં આવી શકતી નથી. તેનો આશય બાળકોને પ્રથમ

અક્ષરોના ખંડોનો સુપરિચય કરાવી આખો અક્ષર શીખવવાનો છે. માન્યતા એવી છે કે બાળકો ખંડોને વહેલા ઓળખી શકશે કારણ કે ચંદ્રાકાર, લીંટી એવાં નામો આપી ખંડોને ઓળખાવી શકાય, અને ત્યાર પછી તેનો આખો અક્ષર બનાવી દેવાય. ખરી રીતે આ પદ્ધતિ અવળી છે. બાળકોને અક્ષરના જે ખંડો થાય છે તેને ક સિવાયનાં બીજાં નવાં નામો આપી ક ના ઉચ્ચાર અને દર્શનશિક્ષણમાં બે ચંદ્રો અને એક લીંટી નકામી મગજમાં આણે છે. બાળકે પ્રથમ ચંદ્રખંડો અને લીંટી શીખ્યા પછી તે નામો ભૂલી જઇ તેમાંથી બનેલ ક નો ઉચ્ચાર શીખવવાનું હોય છે. સ્વાભાવિક માનસરચનાથી આ ક્રિયા વેગળી છે. ખરી રીતે બાળક બીજા પદાર્થોને આખા ને આખા જોઇને જેમ ઓળખે છે, તેમ ક ને જોઇને ક તરીકે ઓળખવાને સમર્થ છે; તેથી આ બુદ્ધિપૂર્વક ઉપજાવેલી પણ બાળકની બુદ્ધિને ગોટાળે ચડાવે તેવી પદ્ધતિ છોડી દેવા જેવી છે.

બધે ઠેકાણે સંયોગીકરણપદ્ધતિ જ જોઇએ એમ નથી. સંયોગીકરણ કે એકીકરણપદ્ધતિનો વપરાશ વિષયનું સ્વરૂપ અને બાલમાનસ અનુસાર થવો જોઇએ.



વ્યાકરણ શીખવવામાં વ્યાપક રીતે બોલીએ તો પ્રથમ પૃથક્કરણપદ્ધતિ એટલે ભાષાપરિચય મુખ્ય જોઇએ. ભાષાના સુપરિચય પછી એટલે કે પુસ્તક, પારીગ્રાફ અને વાકયો સમજતાં અને લખતાં આવડ્યા પછી તેનું શબ્દપૃથક્કરણ કરી એ શબ્દોનું વ્યાકરણ શીખવવું જોઇએ.

ભાષાની પ્રગતિ અને બંધારણ સમજવાને માટે વ્યાકરણ સંયોગીકરણપદ્ધતિથી શીખાય; અને ભાષાશાસ્ત્રના અભ્યાસીઓને માટે તે બરાબર છે. પરંતુ વિદ્યાર્થીઓને પ્રથમ ભાષા શીખવ્યા પછી તેમને વ્યાકરણ ઉપર લેવા જોઇએ.

સંગીતમાં સંયોગીકરણપદ્ધતિ અત્યારે ચાલે છે. એટલે કે સંગીતના મૂળાક્ષર–સ ર ગ મ થી સંગીતના શિક્ષણની શરૂઆત થાય છે. આથી સંગીતશિક્ષણ નીરસ અને કઠિન બને છે. ખરી રીતે સંગીત પૃથક્કરણપદ્ધતિએ અથવા વધારે સાચું પરિચયપદ્ધતિએ ચાલવું જોઇએ. રાગોનાં સ્વરૂપો સાંભળી સાંભળીને રાગનાં ઘરો ધ્યાનમાં રહ્યા પછી તેના સૂરોના પરિચયમાં સંગીતશિક્ષણ સુલભ બને છે. આ વિષે વધારે વિસ્તારથી શ્રવણ અને પરિચયપદ્ધતિમાં કહીશું.

ભૂગોળશિક્ષણમાં ઘર, ગામ, પ્રાંત એમ ધીરે ધીરે આગળ વધતા જઇ પૃથ્વીનું જ્ઞાન આપવું તેને સંયોગીકરણ પદ્ધતિ કહી શકાય. એથી ઉલટું આખી પૃથ્વી ઉપર નજર નખાવી ધીરે ધીરે તેના ખંડો, અને ખંડોના પ્રાંતો એવા વિભાગો પૃથક્ પૃથક્ કરીને શીખવીએ તેનું નામ પૃથક્કરણપદ્ધતિ કહેવાય. ભૂગોળ તો ઉન્મેષ અને બીજી પદ્ધતિઓથી પણ શીખવી શકાય છે.

કવિતામુખપાઠ હાલની શાળાઓમાં સંયોગીકરણપદ્ધતિથી એટલે બબ્બે કે ચાર ચાર લીંટીઓ ગોખાવીને શીખવવામાં આવે છે. પણ કવિતા સ્મૃતિમાં વધારે વહેલી ચડે તે માટેની સારી પદ્ધતિ પૃથક્કરણપદ્ધતિ છે, એટલે કે એકીસાથે આખી કવિતા વારંવાર વાંચવાથી તે મોઢે થતાં એની મેળાએ તેના ખંડો મ્હોંએ થશે.

ગણિતમાં આપણે સંયોગીકરણપદ્ધતિ વાપરીએ છીએ, અને તે બરાબર છે.

દરેક વિષયના બે ભાગ છે; એક તેનું વ્યાકરણ અને બીજું તેનું સાહિત્ય. કયા વિષયમાં સાહિત્ય પહેલું શીખવવું તે તર્ક કરતાં પ્રયોગથી સિદ્ધ કરી જોવું જોઇએ. અત્યાર સુધી ચાલી



આવેલી પ્રણાલિકા તર્ક અનુસાર શીખવવાની છે. તે સર્વથા સત્ય નથી. માટે તર્ક સાથે માનસશાસ્ત્રનો મેળ મેળવી સંયોગીકરણ અગર પૃથક્કરણપદ્ધતિ અને કોઇ કોઇવાર મિશ્ર પદ્ધતિનો પ્રયોગ કરી શિક્ષણનું કામ સફળ કરવું.

# સિદ્ધાંતમૂલક અને દૃષ્ટાંતમૂલક પદ્ધતિ

શિક્ષણમાં આ બન્ને પદ્ધતિઓનો પ્રાચીન કાળથી સારો એવો ઉપયોગ થતો આવ્યો છે. પ્રાચીન કાળના શિક્ષકો મોટે ભાગે સિદ્ધાંતમૂલક પદ્ધતિને અનુસરતા. અર્થાત્ પ્રથમ સિદ્ધાંતને રજુ કરી તે સિદ્ધાંતનું સત્ય દાખલાઓથી સમજાવતા. અર્થાત્ સિદ્ધાંત દાખલાઓ ચાવી ચાવીને સાબીત કરી આપતા.

ગણિત, ભૂમિતિ વગેરે વિષયો સિદ્ધાંતમૂલક પદ્ધતિથી શીખવાય છે. આમાં બુદ્ધિથી અથવા દલીલથી સિદ્ધાંત સમજાવીને તેનું ખરાપણું અથવા પરિણામ બતાવવામાં આવે છે. જે સાબીત કરવાનું હોય છે તે સિદ્ધાંત ઉપરથી દલીલો તારવીને સાબીત કરી બતાવવામાં આવે છે.

આથી ઉલટી પદ્ધતિ દૃષ્ટાંતમૂલક છે. એમાં પહેલવહેલાં જુદા જુદા દાખલાઓ રજુ કરી તે



દરેક દાખલાના સામાન્ય સત્ય ઉપરથી એક સિદ્ધાંત તારવી કાઢવામાં આવે છે. બધાં વિજ્ઞાનો અથવા પ્રાયોગિક શાસ્ત્રો આ દૃષ્ટાંતમૂલક પદ્ધતિને અનુસરે છે. દાખલા તરીકે મેલેરિયા તાવના કેટલાએક કેસોનો અભ્યાસ કર્યા પછી મેલેરિયા તાવ મચ્છરથી થાય છે તેવો સિદ્ધાંત સ્થાપવો તેનું નામ દૃષ્ટાંતમૂલક પદ્ધતિ. વિજ્ઞાન હમેશાં નવાં સત્યો આ રીતે શોધે છે, અને શોધેલાં સત્યોને દૃષ્ટાંતોથી ફરી ફરીને તપાસી નિશ્ચિત કરે છે.

સિદ્ધાંતમૂલક પદ્ધતિમાં કેવળ તર્ક યાને દલીલોને જ અવકાશ છે. સૂક્ષ્મ વિચારશક્તિના બળે સિદ્ધાંતમૂલક પદ્ધતિથી વિષય સમજી શકાય એમ ન બની શકે ત્યાં તે ગોખવો જ પડે. પોપટિયા જ્ઞાનને આ સિદ્ધાંતમૂલક પદ્ધતિમાં અવકાશ છે, તેમ જ તર્કની શુદ્ધિ તેમ જ સૂક્ષ્મ અને તવંગર કલ્પનાશક્તિને પણ આ પદ્ધતિમાં અવકાશ છે. આ પદ્ધતિથી શીખનારને અનુભવ કરીને ચાલવું પડતું નથી પણ બુદ્ધિબળથી તર્કનું પરિણામ સ્વીકારીને ચાલવું પડે છે. તેથી આ પદ્ધતિ અનુભવ કરતાં બુદ્ધિના પ્રદેશ ઉપર હોય છે. પુરાતન શિક્ષકોનો સ્વભાવ વિશેષતઃ આ પદ્ધતિએ આત્મજ્ઞાન આપવાનો હતો. છતાં કેટલાએક જુદી

પ્રકૃતિના વિદ્યાર્થીઓને તેઓ દૃષ્ટાંતમૂલક પદ્ધતિથી શીખવતા.

પ્રાથમિક શિક્ષણમાં આપણે દૃષ્ટાંતમૂલક પદ્ધતિનો ઉપયોગ જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં વધારે કરવો જોઇએ. વિશેષ હકીકતો ઉપરથી વિદ્યાર્થીઓને સામાન્ય સિદ્ધાંતો ઉપર લઇ જવાથી દરેક વિશેષ હકીકતનું બાળકે અવલોકન કરવું પડે છે; હકીકતોનું વર્ગીકરણ કરીને સમ અને વિષમ હકીકતોને જુદી પાડવી પડે છે. અને એ ઉપરથી હકીકતના સમૂહ પરત્વે એકાદ સામાન્ય નિયમ તારવી કાઢવો પડે છે. આમાં અવલોકન અને તર્કને અવકાશ છે એટલું જ નહિ, પરંતુ પ્રત્યક્ષ પ્રયોગ કરીને ચાલવાની વિશેષતા છે. સિદ્ધાંતમૂલક પદ્ધતિમાં જ્યારે સિદ્ધાંતનું ખરાપણું સ્વીકારીને ચાલવું પડે છે ત્યારે આમાં તટસ્થ-બુદ્ધિથી સત્યશોધન માટે નીકળીને સત્યાસત્યનો અનુભવથી નિર્ણય કરવાનો હોય છે. આથી આ જ્ઞાન ઇંદ્રિયો અને મન દ્વારા અનુભવગમ્ય હોઈ વધારે સચોટ બને છે. જ્યારે સિદ્ધાંતમૂલક પદ્ધ-તિથી મેળવેલું જ્ઞાન બુદ્ધિગમ્ય અને તત્ત્વ રૂપ રહે છે. આજનો યુગ વિજ્ઞાનનો છે, અને વિદ્યાથીઓની શિક્ષણઘટનામાં વૈજ્ઞાનિક દૃષ્ટિનો વિકાસ અતિ



મહત્ત્વની વસ્તુ છે. આથી જ બાળ ધોરણથી માંડીને વિદ્યાર્થીઓને દૃષ્ટાંતમૂલક પદ્ધતિથી ભણા-વવું જોઇએ.

આપણી પ્રાથમિક શાળાઓમાં આજે ચાલતી વ્યાખ્યાનપદ્ધતિ સિદ્ધાંતમૂલક પદ્ધતિનું ખરાબ સ્વરૂપ છે. સિદ્ધાંતમૂલક પદ્ધતિમાં સિદ્ધાંતનું પ્રતિ-પાદન દૃષ્ટાંતોથી કરવું પડે છે, જ્યારે વ્યાખ્યાન-પદ્ધતિમાં "હું કહું છું તે સત્ય છે એમ સ્વીકારો, કારણ કે તે હું કહું છું." એટલું જ હોય છે. આથી વ્યાખ્યાનપદ્ધતિ દૃષ્ટાંતમૂલક તેમ જ સિદ્ધાંત-મૂલક પદ્ધતિથી પણ વધારે ઉતરતી છે.

પ્રાથમિક શાળામાં જ્યાં ઝીણા તર્ક ઉપર વિષય શીખવાનું નથી પણ બાળકના વિકસેલ તર્ક ઉપર વિષયનું પ્રતિપાદન કરવાનું હોય ત્યાં સમય બચાવવા માટે સિદ્ધાંતમૂલક પદ્ધતિને અવકાશ છે. સિદ્ધાંતમૂલક પદ્ધતિનો પ્રચાર વધવાનું કારણ જ્ઞાન એ શક્તિ છે એ માન્યતામાં છે. હવે આપણે સમજી શકીએ તેમ છીએ કે જ્ઞાન એ શક્તિ નથી પણ જ્ઞાન મેળવવાની શક્તિ એ એક શક્તિ છે. અને શિક્ષણમાં દૃષ્ટાંતમૂલક પદ્ધતિ માણસોને જ્ઞાન મેળવવાની શક્તિ આપવા સાથે તેને જ્ઞાન લેવાને માર્ગે મૂકે છે.

દૃષ્ટાંતમૂલક પદ્ધતિથી કામ કરનાર શિક્ષકે પોતે વધારે તૈયાર થવું પડશે, અને પોતાની શાળાને પ્રયોગશાળા બનાવવી પડશે. દૃષ્ટાંતમૂલક પદ્ધતિને પ્રયોગપદ્ધતિ પણ કહી શકીએ. શિક્ષક જેમ દાખલાઓ આપી આપીને સમજાવે તેમ જ તે વિદ્યાર્થીઓ પાસે પ્રયોગો કરાવીને પણ સત્યોને સમજાવે. સામાન્ય રીતે આપણું માનવું એવું છે કે વિજ્ઞાન અને તેની પ્રયોગશાળામાં જ, એટલે કે હાઇસ્કૂલોમાં જ આવી પદ્ધતિ શક્ય છે. ખરી રીતે સમજણપૂર્વક જ્યાં આપણે આ પ્રયોગ-પદ્ધતિને વાપરીએ ત્યાં શાળાનો ઓરડો પ્રયોગ-શાળા અને વિષય એ પ્રાયોગિક વિજ્ઞાન રૂપ બને છે. અર્થાત્ ઇતિહાસ, ભૂગોળ કે હરેક વિષયની અંદર આ પદ્ધતિને અવકાશ છે.

## ૭ ત્રિપદપદ્ધતિ

આ પદ્ધતિને અંગ્રેજીમાં સેગુઇનની પદ્ધતિને નામે ઓળખવામાં આવે છે. બાળકો જે ઢબે પોતાની મેળાએ જ્ઞાન મેળવે છે તે ઢબના અવ-લોકન અને અભ્યાસ ઉપર આ પદ્ધતિ સેગુઇન નામના ફ્રાન્સના કેળવણીકારે યોજેલી છે.

બાળકો પોતાના સ્વયંશિક્ષણની ક્રિયા આ પ્રમાણે ચલવે છે. પ્રથમ તેઓ વસ્તુમાત્રને ઇંદ્રિયો અને મન વડે જુએ છે. એટલે કે તેમનો ઇંદ્રિય-ગોચર પરિચય સાધે છે. ત્યાર પછી બાળક આપ-ણને પૂછે છે: "આ શું? આ શું?" આપણે તેના અનુભવો સાથે નામો જોડીએ છીએ. એટલે બાળક અનુભવોની સાથે નામસંજ્ઞા જોડીને ઇંદ્રિય-ગમ્ય અનુભવોને સંજ્ઞાપ્રદેશ અર્થાત્ બુદ્ધિના પ્રદેશ ઉપર મૂકે છે. ત્યાર પછી બાળક આપણને "એ શું? એ શું?" એમ પૂછી પોતે મનમાં

જે સંજ્ઞાને જાણે છે તે સંજ્ઞા બરાબર છે કે નહિ તે આપણી પાસેથી કઢાવી પોતાના જ્ઞાનને દૃઢ કરે છે. આ વખતે બાળક પોતાની સમજણમાં ભૂલ પડવાને બદલે અગર ભૂલ શોધવાને બદલે પોતે જ પોતાના અનુભવને સંજ્ઞાથી ફરી ફરીવાર જોડે છે, અને એમ કરીને જ્ઞાનને પાકું કરે છે. ત્યાર બાદ બાળક હિંમતથી આપણી પાસે આવીને કહે છે: " આ ઘડિયાળ; આ ચોપડી; આ ટેબલ. " બાળક એમ બોલે છે, અને ત્યાં પોતાનું જ્ઞાન ચોક્કસ થઇ ગયું છે તે, પોતાના મન સાથે આપણી સંમતિ મળતાં નક્કી કરી નાખે છે.

બાળકની આ સ્વયંશિક્ષણ લેવાની ઢબને સેગુઇને શિક્ષણ આપવામાં આ પ્રમાણે યોજેલી છે.

પ્રથમ સામાન્ય ભૂમિકા તરીકે બાળકનો વસ્તુ સાથે પરિચય થવા દેવો. ત્યાર પછી ત્રણ પગલાં આ પ્રમાણે લેવાં:—

પ્રથમ પગલું: વસ્તુને સંજ્ઞા સાથે જોડવી.

બીજું પગલું: સંજ્ઞા બોલી વસ્તુપરિચયની ખાતરી કરવી.

ત્રીજું પગલું: વસ્તુસંજ્ઞાનું જ્ઞાન થયું છે કે નહિ તે નક્કી કરવું.



દાખલા તરીકે બાળકને રંગો શીખવવા છે. તો પ્રથમ ભૂમિકા રૂપે બાળકને રંગોના પરિચયમાં મૂકવું. પછી પ્રથમ પગલા રૂપે બે વિરોધી રંગો લઇ રંગ સાથે અર્થાત્ વસ્તુ બતાવીને વસ્તુના ગુણ સાથે તેની સંજ્ઞા બાળકને કહેવી. જેમ કે " આ રાતો. આ ભૂરો. " બાળક આ વખતે દૃષ્ટિઅનુભવમાં આવેલા રંગોની સંજ્ઞા જાણશે.

ત્યાર બાદ બીજા પગલા રૂપે ઉપલા બે રંગો બાળક સામે મૂકી શિક્ષક કહે: " લાલ બતાવો; ભૂરો બતાવો. " બાળક લાલ શબ્દ અને ભૂરો શબ્દ સાંભળીને, અર્થાત્ આપેલી સંજ્ઞા સાંભળીને સંજ્ઞાવાચક ગુણને બતાવશે. અર્થાત્ લાલ અને ભૂરો રંગ બતાવશે. આ બીજું પગલું થયું.

ત્યાર પછી શિક્ષક બાળકને કહેશે: " આ કયો ? આ કયો ? " બાળક કહેશે: " આ રાતો, આ ભુરો. " આમાં ત્રીજું પદ છે. અહીં બાળક સૂચન વિના કે મદદ વિના પોતાને પહેલાં બે પગલાંથી થયેલું જ્ઞાન સંપૂર્ણ રીતે વ્યક્ત કરે છે.

હવે આ ત્રણ પગલાંઓને આપણે બાળક પોતાની મેળાએ શીખે છે તેની સાથે સરખાવશું તો માલૂમ પડશે કે સેગુઇને ઘણી ચતુરાઇથી

બાળકની જાતે શીખવાની રીતમાંથી શિક્ષણની સરસ પદ્ધતિ–ત્રિપદપદ્ધતિ ઉપજાવી કાઢી છે.

સેગુઇન પદ્ધતિએ નાનાં બાળકોને ઘણી બાબતો શીખવી શકાય. અક્ષરો પણ આ જ રીતે શીખવવાનું વિધાન મોન્ટીસોરી પદ્ધતિમાં છે. અક્ષરજ્ઞાન યોજનામાં અક્ષરો અને જોડાક્ષરો શીખવવાની રીત આ ત્રણ પદોને અનુસરીને જ ગોઠવી છે.

સ્વયંશિક્ષણ કે શિક્ષણમાં કંઇ પણ બૌદ્ધિક જ્ઞાન થતા પહેલાં જે ક્રિયા માનસમાં ચાલે છે તે ક્રિયાનું પૃથક્કરણ એટલે ત્રિપદપદ્ધતિ.

શિક્ષકો આપબુદ્ધિથી આ ત્રિપદપદ્ધતિનો ઉપયોગ ઘટે ત્યાં કરી શકે છે.

## ૮ પ્રત્યક્ષપદ્ધતિ

આ પદ્ધતિને અંગ્રેજીમાં ' ડાયરૅક્ટ મૅથડ ' કહે છે. ઘણા લોકો તેને ' ડુ ઍન્ડ સે મૅથડ ' કહે છે. કોઇ પણ ક્રિયા કરવી અને તેની સાથે ક્રિયાવાચક શબ્દ આપવો કે વાક્ય આપવું અગર પદાર્થ કે ગુણ બતાવી કે ભાવ વ્યક્ત કરી તે પદાર્થ, ગુણ કે ભાવના શબ્દબોધ સાથે અર્થ-બોધ કરાવવો તેનું નામ પ્રત્યક્ષપદ્ધતિ.

સામાન્ય રીતે પ્રત્યક્ષપદ્ધતિ પરભાષાઓ સહેલથી શીખવવા માટે વપરાય છે. પરભાષા શીખવવાને માટે ભાષાંતર પદ્ધતિને બદલે આ પદ્ધતિને વધારે ઉપયોગી ગણી છે, કારણ કે ભાષાંતર પદ્ધતિમાં પરભાષાનો પરિચય સ્વભાષાના પરિચય જેમ આપવામાં આવતો નથી, પરંતુ સ્વભાષાની મદદથી આપવામાં આવે છે. એમ માનવામાં આવે છે કે આથી શીખનારને બમણું કામ કરવું પડે છે; એટલે કે પ્રથમ દરેક વિચાર

પોતાની ભાષામાં કર્યા પછી તેને પરભાષામાં પરભાષાના શબ્દો, વાક્યો અને વ્યાકરણરચનાના જ્ઞાનને બળે ઉતારવો પડે છે. આ કઠિન ક્રિયાને બદલે ભાષાશાસ્ત્રીઓએ સીધેસીધી પરભાષા શીખવવાની રચના કરી છે. આનો પહેલો વિચારક અને યોજક ફ્રાન્સનો ભાષાશાસ્ત્રી ગુઇન ગણાય છે. આમાં વિદ્યાર્થી સમક્ષ સીધેસીધી પરભાષા બોલવામાં આવે છે. તેનું સ્વભાષામાં ભાષાંતર કહેવામાં આવતું નથી. પણ પરભાષાની ક્રિયાઓ, ગુણો, અવ્યયો, નામો વગેરે પ્રત્યક્ષ કરી બતાવીને અથવા તેનો પ્રત્યક્ષ રીતે ખ્યાલ આવે તેવો પ્રબંધ કરીને પરભાષા શીખવાય છે. બીજી રીતે કહીએ તો શીખનારને પરભાષાના જીવંત વાતાવરણમાં મૂકવાનો પ્રયત્ન એટલે પ્રત્યક્ષપદ્ધતિ. પ્રત્યક્ષપણે પરભાષાનો અનુભવ કરાવવો એટલે પ્રત્યક્ષપદ્ધતિ.

માનવામાં આવે છે કે આથી ઓછા વખતમાં સારી રીતે વિદ્યાર્થીઓ પરભાષા શીખે છે. તેઓ સીધેસીધા જ પરભાષામાં વિચાર કરતા થાય છે. તેમને પરભાષા એક વિશેષ માતૃભાષા જેવી જ લાગે છે. પરભાષામાં તેમની બોલવાની છૂટ સ્વાભાવિક બને છે.



આ માન્યતામાં ઘણું સત્ય છે. પરંતુ પ્રત્યક્ષ પદ્ધતિ માટે અત્યંત કુશળ, પરભાષાનો પ્રેમી અને સારો જ્ઞાતા શિક્ષક, તેમ જ પ્રત્યક્ષ પાઠ આપવા માટેનું સારું વાતાવરણ તથા ખાસ રચેલાં પુસ્તકો હોય તો જ પ્રત્યક્ષપદ્ધતિ સાચી રીતે સફળ થાય છે. નહિતર પરભાષા જેવી તેવી બોલતાં આવડે છે, અને લખવામાં તથા બોલવામાં વ્યાકરણના દોષો બહુ દેખાય છે; અર્થાત્ જેને બટલરની ભાષા કહેવામાં આવે છે તેવી ભાષા બને છે.

પ્રત્યક્ષપદ્ધતિ ઉપર ઠીક ઠીક પુસ્તકો લખાયાં છે, અને જેઓ પરભાષા શીખવવાના પ્રયોગો કરતા હોય તેમને માટે તે કામનાં છે. પ્રત્યક્ષપદ્ધતિમાં નિષ્ફળ થયેલા લોકોના કથનમાં આવતું વચન વિચારીને સ્વીકારવા જેવું છે. તે એ છે કે પ્રત્યક્ષપદ્ધતિમાં ઘણા ફેરફારો થવા જોઈએ. આ ફેરફારોને નામે ઘણી વાર પીછેહઠ કરતાં કરતાં શિક્ષકો ખરાબ જાતની ભાષાંતર કે પાઠમાળાની પદ્ધતિનો સ્વીકાર કરે છે. આવું પરિણામ હોય ત્યાં ઉઘાડી રીતે પાઠમાળાપદ્ધતિનો સ્વીકાર પ્રામાણિકપણું બતાવશે, અને વિદ્યાર્થીઓનું ભલું કરશે.

પ્રાથમિક શાળામાં આ પદ્ધતિનો ઉપયોગ

જ્યાં પાંચમા ધોરણમાં અંગ્રેજી શિક્ષણ જોડયું હોય ત્યાં જ વિચારવાનો રહે છે. ઘણા લોકો છેક બચ-પણથી માતૃભાષા સાથે એકાદ પરભાષા ચલવ-વાની હિમાયત કરે છે, અને તે ચલવે પણ છે. આ મોહ આપણા દેશ સિવાય બીજા દેશોમાં ભાગ્યે જ માલૂમ પડશે. પ્રથમ સ્વભાષાનું જ્ઞાન બરાબર થયા પછી જ પરભાષાનો અભ્યાસ શરૂ કરી શકાય. બાળકો બે ત્રણ ભાષા એકી સાથે બોલે છે તે રૂડું લાગે છે. પરંતુ એકી સાથે બે ત્રણ ભાષા શીખવવાથી તેઓ એક પણ ભાષાનાં રહેતાં નથી. અને ખરી રીતે વિચાર કરવાની તેમની એક ચોક્કસ ભાષા ન હોવાથી ભાષાના ઊંડાણમાં તેઓ જઈ શકતાં નથી. દુનિયાના ઘણા માણસો આ રીતે ભાષાઓ બોલે છે પણ તેઓ ખરેખરી રીતે ભાષાના અભ્યાસી નથી, તેમ જ તેઓ તેમાં કંઇ પણ ફાળો આપે તેવું વિચારી શકતા નથી. એટલે એકીસાથે એક જ ભાષા અને તે સ્વભાષા જ વિદ્યાર્થીને શીખવવી જોઇએ.

પરદેશ કે પરપ્રાંતમાં વસતાં બાળકો એકી-સાથે બે ભાષાઓ જાણી શકે છે તે દલીલ પર-ભાષાને પ્રત્યક્ષ પદ્ધતિ દ્વારા શીખવવાને માટે સાચી



નથી. ઘરમાં ઘરની અને બહાર મિત્રોની ભાષા (નિત્ય વહેવારની) બાળકો શીખે છે, ત્યાં તેઓ પ્રત્યક્ષપદ્ધતિથી નહિ પણ પરિચયપદ્ધતિથી તે શીખે છે. અને આવી રીતે સામયિક પરિચયને લીધે થતું જ્ઞાન મોટે ભાગે સામયિક રહે છે, જ્યારે હમેશની ભાષાનું જ્ઞાન સ્થિર અને કાયમી રહી તેમાં બાળક વિચાર અને સર્જન કરી શકે છે.

પ્રત્યક્ષપદ્ધતિ માત્ર પરભાષા શીખવવામાં જ નથી સમાતી. કોઈ પણ વસ્તુ સીધેસીધી બતાવીને તેનું જ્ઞાન વિદ્યાર્થીને કરાવવું તેનું નામ પ્રત્યક્ષપદ્ધતિ. બાળક શાળામાં જાય છે ત્યાં સુધી તે સહેજે પ્રત્યક્ષપદ્ધતિથી બધું શીખે છે. પણ શાળામાં જવાની સાથે તે અપ્રત્યક્ષ પદ્ધતિથી અર્થાત્ દર્શનપ્રમાણથી નહિ પરંતુ શબ્દપ્રમાણથી શીખે છે. ખરૂં જ્ઞાન શબ્દજ્ઞાનથી નથી થતું, પણ પ્રત્યક્ષ અનુભવથી થાય છે. માટે શાળાએ જે કાંઈ શીખવવાનું હોય તે વિદ્યાર્થીના પ્રત્યક્ષ અનુભવમાં મૂકીને શીખવવું જોઇએ. આ માટે શિક્ષકે શાળાને અત્યંત વિશાળ ગણવી જોઇએ. શાળાના મકાનમાં શાળાને ન સમાવતાં આજુબાજુની સમગ્ર સૃષ્ટિ —મનુષ્ય તેમ જ કુદરતકૃત—ને શાળા ગણી તેમાં બાળકને લઇ જઈ તેનું પ્રત્યક્ષપણે જ્ઞાન કરાવવું

જોઇએ. શાળામાં પદાર્થો એકઠા કરવાથી અને તેનું દર્શન કરાવવાથી અગર ચિત્રો બતાવવાથી જ્ઞાન આપી શકાય; પરંતુ પ્રત્યક્ષપદ્ધતિની દૃષ્ટિએ તે હમેશ અપૂર્ણ જ ગણાય. જ્યાં શક્ય હોય ત્યાં શિક્ષકે પ્રત્યક્ષપદ્ધતિનો જ ઉપયોગ કરવો જોઇએ.

## ૯ દર્શનપદ્ધતિ

અંગ્રેજી ભાષામાં આને બીકન પદ્ધતિ કહે છે. આનો ઉપયોગ કેટલેક ઠેકાણે ભાષાશિક્ષણમાં થાય છે. કેટલેક સ્થળે ભાષાશિક્ષણ ચલ મૂળાક્ષરથી શરૂ કરવાને બદલે શબ્દોથી અગર વાક્યોથી શરૂ કરીને શીખવવામાં આવે છે. આવી રીતે શીખવવા માટે ચોપડીઓ રચવામાં આવેલી છે. આ પદ્ધતિ એમ માને છે કે બાળકોને અક્ષર દ્વારા વાચન સિદ્ધ કરવું અઘરૂં પડે છે; કેમ કે અક્ષરો નીરસ ધ્વનિ માત્ર છે. તેનાથી બનતા શબ્દોમાં સંપૂર્ણ વાક્યાર્થ નથી. માટે ભાષાશિક્ષણનું એક અંગ અક્ષર નહિ કે શબ્દ નહિ, પણ વાક્ય હોવું જોઇએ.

આ ફિલસુફીમાંથી બીકન પદ્ધતિનો જન્મ લાગે છે. આખું વાક્ય બાળક સામે પાટિયા ઉપર લખો અને તેના શબ્દો કે અક્ષરો શીખવ્યા પહેલાં તે લખ્યું છે તેવું તેને બતાવી તેની આંખ પાસે તે વંચાવો. આ રીતે વાક્યો વાંચવામાં રસ પેદા

કરવા માટે બીકન પદ્ધતિ વાર્તાનું શરણ લે છે. શિક્ષક એક વાર્તા નિશ્ચિત વાક્યો પછી વાક્યો બોલી અનુલેખન લખાવતો હોય તેમ બાળકોને કહી જાય છે. ત્યાર પછી વાર્તાનું વાક્યેવાક્ય વિદ્યાર્થીઓ પાસેથી એટલી બધી વાર કઢાવે છે કે તેમને વાક્યસંકલિત વાર્તા મોઢે થઇ જાય છે. આ વાક્યોની વાર્તા પછી શિક્ષક પાટિયા ઉપર લખે છે અને વિદ્યાર્થીઓને વાક્યો પછી વાક્યો વાંચવાનું કહે છે. અર્થાત્ મોઢે થયેલાં વાક્યો અને પાટિયા ઉપર લખેલાં વાક્યો એક જ છે, માટે લખેલું મોઢે કર્યું છે તે પ્રમાણે આંખ પાસે યાદ રખાવે. આ રીતે જેમ પદાર્થો બાળકોની આંખો યાદ રાખી શકે તેમ વાક્યોનાં વાક્યો આંખ વડે ગોખીને યાદ રાખવાનાં હોય છે. ગોખવાના નિયમ પ્રમાણે વારંવાર જોવાથી વાક્યો આંખે યાદ રહી જાય છે. પછી શિક્ષક આખાં વાક્યોનાં વાક્યો બાળકો પાસે ઓળખાવે છે. પછી આડાંઅવળાં લખી તેમની પાસે ઓળખાવે છે; અને વિદ્યાર્થી જેમ ટોળામાંથી ઓળખીતા માણસને શોધી કાઢે છે તેમ ઓળખીતા વાક્યને શોધી કાઢે છે. વાક્યો દૃષ્ટિને યાદ રહી ગયા પછી વાક્યોના શબ્દો કાપલીના કટકા ઉપર લખી રમતો રમાડી યાદ રખાવે છે; અને શબ્દ-



માંથી પછી જુદી જુદી રીતે અક્ષરો શીખવાના હોય છે. આ રીતે આ પદ્ધતિમાં વાક્યથી માંડી અક્ષર ઉપર આવવાનું હોય છે. અમુક નિશ્ચિત વાર્તાપાઠોમાં બધા અક્ષરો આવી જાય તેવી ગોઠવણ હોય છે. વાક્યો અને અક્ષરોની દર્શનકવાયત પછી અક્ષરો પાકા થતાં ફરી વાર અક્ષરો જોડીને શબ્દો અને વાક્યો રચવાનું શીખવવામાં આવે છે. ઉપર કહ્યું તેમ 'સીદીભાઇના ડાબા કાન' જેવી આ પદ્ધતિનો હેતુ બાળકોને રસથી વાચન શીખવવાનો છે એમ કહેવાય છે. અને વાર્તાશ્રવણમાં બાળકોને રસ છે માટે, અને બાળકો ભાષામાં આખાં વાક્યો બોલીને પોતાનું મંતવ્ય વ્યક્ત કરે છે–નહિ કે અક્ષરો કે શબ્દો બોલીને–માટે, રસ ઉત્પન્ન કરાવવાની આ રીત શાસ્ત્રીય છે એમ માનવામાં આવે છે. જે ભાષા ઉચ્ચારાનુસારી ન હોય તે ભાષા શીખનારાં બાળકોને કદાચ આ પદ્ધતિ સહેલી પડે. કારણ કે અંગ્રેજી જેવી જે ભાષા ઉચ્ચારાનુસારી નથી એવી ભાષામાં જોડણી શીખતાં અને તેમ કરી શબ્દો શીખી વાક્યો ઉપર જતાં બહુ કઠિન પડે છે. જ્યારે સીધેસીધાં વાક્યો જ વાંચવાનાં મળે તો બાળકોને વાંચવાનું મન વધે, તે કલ્પનામાં કંઇક અર્થ છે ખરો.

પરંતુ હિંદુસ્તાનની ભાષાઓ ઉચ્ચારાનુસારી છે તેથી આ યોજનાને અહીં અવકાશ નથી. આ યોજના હિંદુસ્તાનમાં જે ભલા ખ્રિસ્તીઓ આ દેશનાં બાળકોને શીખવે છે તેમણે આણેલી છે. તેઓ તેમના દેશની સારી પદ્ધતિથી અહીંનાં બાળકોને શીખવવાના પ્રયત્નમાં અહીંનાં બાળકોને અને અહીંની ભાષાને નહિ બંધ બેસતી એવી પદ્ધતિને સ્થાન આપે છે.

શિક્ષકો આ પદ્ધતિનો પણ ઉપયોગ કરી શકે છે. અક્ષરજ્ઞાન યોજનામાં જોડાક્ષરોવાળા શબ્દો શીખવવા માટે આ યોજનાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તેમ જ જે બાળકોનું અક્ષરથી ભાષા શીખવાનું વલણ ન હોય, અગર જે બાળકો અક્ષરથી ભાષા શીખવાની કક્ષામાંથી આગળ ગયાં હોય અને તુરત વાચનની માગણી કરતાં હોય, અક્ષરો શીખવાને માટે ધીરજ રાખી ન શકતાં હોય, શીખવાના જ ઉત્સાહમાં તેઓ વારંવાર નીરસ અક્ષરો દેખી પાછાં પડતાં હોય, ત્યારે તેમને માટે શબ્દોથી અગર વાક્યોથી ભાષા શીખવવાની આ યોજના વાપરી શકાય.

કેટલીએક પ્રાથમિક શાળાઓમાં આ યોજના સફળતાથી વાપરી શકાયાનું કહેવામાં આવ્યું છે.



તેનું કારણ આ યોજનાની શાસ્ત્રીયતા કરતાં કુશળ શિક્ષકનો આગ્રહ તેમ જ મોટાં બાળકોની હાજરી ઘણે ભાગે હોય છે. વળી બાળકોને શીખવા બેસવાનું આવી પડતાં તેઓ ગમે તે સારી યા માઠી પદ્ધતિથી શીખી કાઢે છે, એ અનુભવસિદ્ધ વાત ધ્યાનમાં લેતાં બીકન પદ્ધતિની ફતેહનું માપ હમેશાં તેનાથી બાળકો શીખે છે તેમાં નથી, પરંતુ શાળા અને શિક્ષકથી નહિ બંધાયેલા એવા વિદ્યાર્થીઓ સ્વતઃ તેના તરફ ખેંચાય છે કે કેમ, તેમાં છે. તટસ્થ શિક્ષકે બીકન પદ્ધતિના ગુણદોષ જાતે વિચારી જઈ બાળકોના લાભાર્થે ઘટે ત્યાં બીકન પદ્ધતિ વાપરવાની છે.

## ૧૦ યોજનાપદ્ધતિ

આ યોજનાનું ઉત્પત્તિસ્થાન અમેરિકા છે. વ્યવહારૂ અમેરિકાને લાગ્યું કે નિશાળમાં ભણાવાતું પુસ્તકિયા ભણતર પુસ્તકિયા જ રહે છે; તેને અને બહારના જીવનવ્યવહારને મેળ ખાતો નથી, ત્યારે તેને આવી એકથી વધારે શિક્ષણયોજનાઓ શોધવાની ફરજ પડી.

આપણે ત્યાં આ યોજના લાવવાનું માન ખ્રિસ્તી કેળવણીની સંસ્થાઓને ઘટે છે. પંજાબમાં મોગામાં આ પદ્ધતિએ શિક્ષણ આપવાનો પ્રયોગ સફળ ઉતર્યો છે. કેટલાએક ખ્રિસ્તી કેળવણીકારો અમેરિકા જઈ આ પદ્ધતિ પ્રથમ શીખી લાવ્યા હતા. શિક્ષણ કેવળ વેદિયું બને નહિ માટે આ પદ્ધતિ સાચે જ આવકારદાયક માલૂમ પડી છે.

આ પદ્ધતિ મોટા ફિલસુફીના સિદ્ધાંતોને આધારે અગર વૈજ્ઞાનિક શોધખોળને આધારે



રચાયા કરતાં વ્યાવહારિક દૃષ્ટિએ રચાયેલી છે; અને તેથી જ તે સાચે જ વ્યવહારૂ માલૂમ પડી છે. આ યોજના એના સાચા સ્વરૂપમાં અભ્યાસક્રમ, જ્ઞાનની માહિતી અને પરીક્ષાને સ્વતઃ જ અવગણે છે. છતાં જ્યાં જ્યાં અભ્યાસક્રમોથી મર્યાદિત રહીને કામ કરવાનું હોય છે ત્યાં અભ્યાસક્રમ અને આ યોજનાનો સમન્વય કરવો પડે છે; અને તે થઈ પણ શકે છે. આ યોજનાના બે ત્રણ દાખલા આપવાથી તે સારી રીતે સમજાશે.

યોજના પ્રથમ એકાદ પ્રશ્નથી શરૂ થાય છે. એક પ્રશ્ન ઉકેલવાને અનેક પ્રશ્નો ઉભા થાય છે, અને તેને છોડતાં આખી યોજના અમલમાં આવે છે, અને એક કાર્ય પૂર્ણપણે બને છે.

છોકરાઓને જે પુસ્તકથી શીખવવામાં આવે છે, તે બધું જુદી જ રીતે આ યોજનાનો અમલ કરતાં આવે છે. વિદ્યાર્થીઓ જ્ઞાન સક્રિયપણે અને ઇચ્છાપૂર્વક પ્રાપ્ત કરે છે, અને તે પણ અનુભવસિદ્ધ હોવાથી કાયમને માટે પ્રાપ્ત કરે છે.

શિક્ષક એકાદ પ્રશ્ન અથવા દરખાસ્ત વિદ્યાર્થીઓ પાસે મૂકે છે. જેવી કે 'આપણે એક પતંગ બનાવીશું ?' સહેજે છોકરાઓ આવી

દરખાસ્તને વધાવી લે છે, અને પતંગ બનાવવાના કામની યોજના શિક્ષક અને વિદ્યાર્થીઓ થઈને આલેખે છે. આ આલેખ અંદર અંદરના સવાલ જવાબથી થાય છે. યોજનાની વિગતો વિચારાય છે, નોંધાય છે અને તેને કેમ પહોંચી વળવું તેની રચના ગોઠવાય છે. આમ પતંગ બનાવવાને માટે વાંસ, કાગળ, ગુંદર, દોરા, મેંદો વગેરે જોઈશે તે છોકરાઓના જ્ઞાનમાં આવે છે. છોકરાઓને જ પતંગ બનાવવાની હોવાથી તેઓએ જ બધી ચીજોની યાદી કરવી પડે છે, તે ક્યાંથી મેળવવી તે જાણવું પડે છે, તે ખરીદતાં શીખી તેના હિસાબો કરવા પડે છે, અને બધું એકઠું કર્યા પછી કેવી રીતે અંદર અંદર કામની વહેંચણી કરીએ તો કામ પૂરું થાય તેનો વિચાર કરવો પડે છે. સાથેસાથ છોકરાઓને બજારે જઈને ગુંદર, વાંસ, કાગળ, વગેરે લાવતાં અને ભાવતાલ કરતાં વગેરે શીખવું પડે છે. તેની સાથે જ તેમને ગામમાં જતાં અને વેપારીઓ સાથે કામ પાડતાં પણ શીખવું પડે છે. હવે બધી સામગ્રી તૈયાર થયા પછી છોકરાઓ કામ કરવા બેસે છે ત્યારે વળી ગુંદર પલાળતાં, વાંસની સળીઓ કરતાં, કાગળ કાપતાં અને ચોડતાં પણ શીખવું પડે છે. આ હાથકારીગરી શીખવા ઉપરાંત તેમણે કુલ



કેટલી પતંગ બનાવવી છે, તેને માટે કેટલા કાગળ જોઈશે, કેટલી સળીઓ જોઈશે, વગેરેનો હિસાબ પણ કરવો પડે છે. ઉપરાંત છેવટે આ પતંગો બન્યા પછી કોણે કેવી રીતે કુલ કેટલો ભાગ લીધો તેની નોંધ રાખવાની પણ હોય છે. આથી એક પતંગ બનાવવામાં લેખન, વાચન, ગણિત, હાથકારીગરી, ભૂગોળ, વગેરે શીખવાનું સહેજે ઉભું થાય છે. શિક્ષક વિદ્યાર્થીઓ પાસે એક પછી એક પ્રશ્ન મૂકે છે: જેમ કે "આપણે ચોંટાડવાને માટે શું જોઈશે?" "આપણે કેટલા છીએ ને કેટલી પતંગો જોઈશે?" "ત્યારે આપણે હવે આજે બધું કેવી રીતે બનાવ્યું તેની નોંધ ન લઈ લઈએ?" વગેરે.

એક બીજો દાખલો. દાખલા તરીકે "વિદ્યાર્થીઓ એક એકર જમીનમાં બટાકાં રોપવાની યોજના હાથ ધરે છે. એમાં અનેક પ્રશ્નો સમાયેલા છે. બટાકાંને માટે જમીન કેવી જાતની લેવી જોઈએ, તેને કેવી રીતે ખેડવી જોઈએ, તથા તેને કેવું ખાતર પૂરું પાડવું જોઈએ એ પ્રશ્નો ખેતીવાડીના વિષયને લગતા છે. એક એકરમાં કેટલાં બટાકાં ઉગી શકે, તેમને કેટલા અંતરે વાવવાં જોઈએ, તથા ઉત્પન્ન થયેલાં બટાકાંના વેચાણને લગતા પ્રશ્નો ગણિતના છે. બટાકાં પ્રથમ ક્યાંથી

આવ્યાં, કોણ લાવ્યું, વગેરે પ્રશ્નો ઇતિહાસના છે. જુદા જુદા દેશોમાં કઇ કઇ જાતનાં બટાકાં થાય છે, અમુક ઠેકાણે કેમ થતાં નથી, કયો દેશ સૌથી વધારે બટાકાં ઉત્પન્ન કરે છે, વગેરે પ્રશ્નો ભૂગોળને સ્પર્શે છે. આવી યોજનાનો લેખિત અહેવાલ આપવાનો પ્રશ્ન નિબંધલેખનને લગતો છે. આદિથી તે અંત સુધી શારીરિક કેળવણી તો મળતી જ રહે છે. આમ એક યોજનામાં ઘણા વિષયોનું જ્ઞાન આપવું હોય તો આપી શકાય. ”

મોગાની નિશાળમાં કેવી રીતે આ યોજનાથી શિક્ષણ આપવામાં આવે છે તેનો ખ્યાલ નીચેના ફકરા ઉપરથી આવશે.

“ વર્ષની શરૂઆતમાં શિક્ષકના પ્રશ્નોના ઉત્તર રૂપે વેકેશનમાં પોતાનાં ગામડાંઓમાં તંદુરસ્તી કેવી રહી તે વિષે વાર્તાલાપ શરૂ થયો. આમાંથી વિદ્યાર્થીઓમાં રોગોને કેમ અટકાવવા અગર તેની સારવાર કેમ કરવી તેની પ્રબળ ઇચ્છા પ્રગટી. શિક્ષકે મોગા શહેરના સરકારી દવાખાનામાં તપાસણી કરવા સૂચન કર્યું. કમિટીઓ નીમાઇ અને દવાખાનામાં જઈને ત્યાંની પરિસ્થિતિનો અભ્યાસ કરી તેઓએ પોતપોતાના રિપોર્ટો કરી મોકલ્યા. તેઓના રિપોર્ટમાં જમીન અને મકાન



ઉપરના નકશાઓ હતા; ખર્ચનો અંદાજ હતો વપરાતી દવાઓની યાદી, નોકરોની ફરજો, દરદીઓનાં દરદો, કેવી રીતે દવાખાનું ચલાવવું અને દફતરો રાખવાં વગેરે હતું. તેઓએ રસપૂર્વક શોધી કાઢયું કે સર્વસાધારણ દરદો કયાં હતાં અને તેનાથી દરદીઓના કેટલા ટકા પીડાતા હતા. ત્યાર પછી તેઓએ પોતાના વર્ગની અંદર નાનું એવું દવાખાનું ખોલવાનો નિશ્ચય કર્યો અને ત્યાં વસતા વિદ્યાર્થીઓ અને બીજા લોકોને મદદ પહોંચાડી. કેટલુંએક ફરનીચર તેઓએ બનાવ્યું, કેટલુંએક ઉછીનું લીધું, દવાઓ માટે પૈસાઓ માગીને અને કમાઇને એકઠા કર્યા, દવાઓ કયાંથી મળે છે તે શોધી કાઢયું, પોતાનું દવાખાનું કેમ ચલાવવું તેનું અંદાજપત્રક કર્યું, દવાઓ તોળતાં શીખ્યા, બાટલીઓ ઉપર લેબલ લગાવતાં, નકશાઓ કરતાં અને દફતરો રાખતાં શીખ્યા. આ રીતે તેઓ યોજના દ્વારા આટલું બધું અને આથી વધારે શીખ્યા.”

આ યોજના કહેવાય છે, તેમ નવી છે તેમ જ ઘણી જૂની પણ છે. નાનાં છોકરાંઓ એકઠાં મળી નદી કાંઠે, દરિયા કિનારે અગર શેરીમાં વાડી વાડી રમે છે, ઘોલકી ઘોલકી રમે છે, નદી કાંઠે ખેતરો બનાવે છે, વગેરેમાં તત્ત્વ રૂપે આ

યોજના છે. અત્યારે તેનું સ્વરૂપ સંપૂર્ણ સ્વયં-સ્ફુરિત મટી શિક્ષકપ્રેરિત, સાધનસંપન્ન અને જ્ઞાનદાનલક્ષી થયેલું છે.

જ્યાં સુધી આ પદ્ધતિથી વિદ્યાર્થીઓ હોંશે-હોંશે કામ કરીને શીખે અને કામની સાથે જ્ઞાનને જોડે ત્યાં સુધી જ આ પદ્ધતિ સારી છે.

આની સફળતા માટે ઘણી પદ્ધતિઓનો જાણનાર, બાળકોની જરૂરિયાત સમજનાર અને આ યોજનાપદ્ધતિનો સારો અભ્યાસી એવો શિક્ષક જોઈએ. ગમે તે શિક્ષકથી આ પદ્ધતિ ચલવી શકાય તેવી નથી.

## ૧૧ કિન્ડરગાર્ટનપદ્ધતિ

ફ્રૉબેલે સ્થાપેલી આ પદ્ધતિ છે. કિન્ડર એટલે બાળકો અને ગાર્ટન એટલે વાડી. એટલે બાળકોનો બાગ એવો આ પદ્ધતિનો અર્થ થાય છે. કિન્ડરગાર્ટન શબ્દ જર્મન છે.

પેસ્ટોલોજીના શિષ્ય ફ્રૉબેલે કાઢેલી આ 'બાળવાડી' પદ્ધતિએ યુરોપનાં અને દુનિયાનાં બાળકોને ઘણી રાહત આપેલી છે. મારકૂટ, શિક્ષકોનું જંગલીપણું વગેરેમાંથી બાળકોને બચાવવાનું માન રૂસો પછી પેસ્ટોલોજી અને ફ્રૉબેલને મળે છે.

આજે હિંદમાં ચાલતી કિન્ડરગાર્ટન પદ્ધતિ જોઈને ફ્રૉબેલ દુ:ખથી કહી શકે: "આ મેં કાઢેલી પદ્ધતિ ન હોય!" એવું વિકૃત રૂપ આજે કિન્ડર-ગાર્ટન પદ્ધતિનું અહીં છે. યુરોપની કિન્ડરગાર્ટન શાળાઓમાં જઈને પણ ફ્રૉબેલ કહે: "મારી મૂળ કલ્પના અને સિદ્ધાંતો આમાં નથી."

ફ્રૉબેલે કિન્ડરગાર્ટન પદ્ધતિને ફિલસુફી યાને તત્ત્વચિંતન ઉપર રચેલી છે. પોતાની પદ્ધતિના એ મુખ્ય ત્રણ સિદ્ધાંતો ગણે છે. (૧) ઐક્ય (૨) આંતર્ વિકાસ અને (૩) પરસ્પર સંબંધ. આ સિદ્ધાંતો કુદરત અને મનુષ્યના પરસ્પરના સંબંધમાંથી તેણે તારવી કાઢેલા છે. ફ્રૉબેલની પદ્ધતિ આજના વૈજ્ઞાનિક માનસશાસ્ત્રની દષ્ટિથી રચાયેલ નથી. તે તાત્ત્વિક અને ધાર્મિક સમજણ કે દર્શનથી લખાયેલી છે.

રમકડાં જેવાં દેખાતાં કિન્ડરગાર્ટનનાં સાધનો પાછળ ઉપલા સિદ્ધાંતો ફ્રૉબેલની કલ્પનામાં છે. વ્યવહારમાં શિક્ષકો સુદ્ધાંત સાધનો અને સિદ્ધાંતનો સંબંધ આજે સમજી શકતા નથી કે અમલમાં મૂકવાની શક્યતા જાણતા કે જોતા નથી.

હાલના યુરોપ અમેરિકાના કિન્ડરગાર્ટનિસ્ટોએ આ પદ્ધતિમાં શિક્ષણમાં સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિની દૃષ્ટિએ ઘણા સુધારા કરેલા છે. કેટલીએક કિન્ડરગાર્ટન સ્કૂલો મોન્ટીસોરી સાધનોને વાપરે છે, જ્યારે કેટલીએકમાં કિન્ડરગાર્ટન સાધનો મોન્ટીસોરી સિદ્ધાંત પ્રમાણે વપરાય છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિમાં શિક્ષક કેન્દ્રસ્થાને છે. શિક્ષકનું ક[illegible] જ્ઞાન રેડવાનું, રસ ઉત્પન્ન કરવાનું અને પ્રેમ મેળવવાનું છે. શિક્ષક વિના બાળકો પોતાનું કામ પોતાની મેળે ક્ષણ વાર ચલાવી શકતાં નથી.



કિન્ડરગાર્ટન પદ્ધતિ માને છે કે ત્રણથી છ વર્ષની ઉંમરે બાળક પરાવલંબી છે. માટે નાનાં બાળકોને તેમના તમામ કામમાં પ્રેમથી મદદ કરવી જોઇએ.

કિન્ડરગાર્ટન પદ્ધતિમાં સમૂહશિક્ષણની વ્યવસ્થા છે. વ્યક્તિવિકાસને તેમાં બહુ ઓછો અવકાશ છે.

સમૂહશિક્ષણને લીધે વર્ગવ્યવસ્થાનો દેખાવ કંઇક આવો છે. ચોક્કસ જગ્યાએ બાળકો હારબંધ બેઠેલાં હોય છે. ઇચ્છાનુસાર કામ કરવાની તેમને રૂકાવટ છે. મનગમતી વૃત્તિના અનુસરણ કરતાં નમ્ર અને પ્રેમભર્યા શિક્ષકના હુકમનું અનુસરણ છે.

કિન્ડરગાર્ટનમાં બાળકોની પ્રવૃત્તિ શિક્ષકપ્રેરિત છે. બાળકોને લાયકના તેમાં વિષયો છે. બાળકોને માટે કુદરત, પ્રાણી વગેરેનો પરિચય છે. પરંતુ તેનો પરિચય કરાવવાની રીત પરપ્રેરિત છે.

કિન્ડરગાર્ટનમાં સમયપત્રક, કંઇક અંશે

અભ્યાસક્રમ, અને રસ ઉત્પન્ન કરીને શીખવવાનું છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ કિન્ડરગાર્ટન પદ્ધતિ માને છે કે બાળકો નાનાં હોઇ તેઓ લાંબો વખત એકાગ્ર થઇ શકે નહિ. આથી તેમને માટે થોડા થોડા કામ પછી આરામની વ્યવસ્થા કરવામાં આવી છે. ઉત્તેજિત રસથી કિન્ડરગાર્ટન બાળક આકુળવ્યાકુળ થાય છે, અને સ્થિરતાને બદલે ચપળતા અને શાંતિને બદલે ઉશ્કેરાટ વધે છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિમાં સામાજિક જીવનના વિકાસને સારો અવકાશ છે, પરંતુ દુર્લક્ષાયેલી વ્યક્તિઓનો સમૂહ કેવો પાંગળો થાય તેની કલ્પના નથી.

કિન્ડરગાર્ટનમાં બાળકોની વિશેષ શક્તિઓની અવગણના છે તેથી નાની ઉંમરે જે જે વિષયોનું જ્ઞાન શક્ય છે તે બધા વિષયો તેમની કેળવણીમાં દાખલ કરેલ નથી.

યુરોપમાં જ્યારે કિન્ડરગાર્ટન પદ્ધતિ નીકળી હશે ત્યારે તે વિષે ઉપર લખ્યા ટીકાત્મક વિચારોની કલ્પના સરખી પણ નહિ હોય. આ ટીકાઓ ફ્રોબેલના વ્યક્તિત્વ સામે ન હોઇ શકે; તેમ તેણે પોતે કરેલ બાળકો ઉપરના મહાન ઉપકારો સામે પણ ન હોય. કિન્ડરગાર્ટન પદ્ધતિ ત્યાર પછી



વિકાસમાન થયેલ પદ્ધતિઓના પગથિયા રૂપ છે. આજે તેમાં કદાચ વધારે દોષો જોઇએ તો તે એટલા માટે કે બાલશિક્ષણમાં દુનિયા આગળ વધી છે.

કિન્ડરગાર્ટન શબ્દ સામે કોઇને વાંધો ન હોય. બાળકોનો જ્યાં અવિરત વિકાસ થાય તે સ્થળ 'બાલવાટિકા' જ છે. આજની યુરોપની સારી કિન્ડરગાર્ટન શાળાઓ આદર–માનને પાત્ર છે જ. પણ આપણે ત્યાંની કિન્ડરગાર્ટન શાળાઓનું નાટકીપણું હાસ્યાસ્પદ છે તેટલું જ દયાજનક છે. જૂની ધૂડી શાળાઓ અને કિન્ડરગાર્ટન શાળાઓ બંને સાથે મળી આજે બાળકોનું કેટલું અહિત કરી રહી છે તેની એકાદ તપાસસમિતિ બેસારવી ઘટે છે.

## ૧૨ સ્વયંશિક્ષણપદ્ધતિ

આ પદ્ધતિને અંગ્રેજીમાં જેને મોન્ટીસોરી પદ્ધતિ કહે છે તે નામે ઓળખી શકીએ. શિક્ષણની સારી સારી પદ્ધતિઓ જુદા જુદા શિક્ષણશાસ્ત્રીઓએ શોધેલી છે; તેમાં વિદ્યાર્થીને કોઇ પણ વિષય કેવી સરસ રીતે શિક્ષકે શીખવવો તેનું નિરૂપણ હોય છે. મતલબે શિક્ષક શીખવનાર રહે છે અને વિદ્યાર્થી શીખનાર હોય છે.

સ્વયંશિક્ષણપદ્ધતિ વિદ્યાર્થીને પોતાની મેળાએ જ્ઞાન લેતો કરવાની પદ્ધતિ છે. શિક્ષક આમાં સીધી રીતે શીખવતો નથી, પણ બાળકો પોતાની મેળાએ પોતાને જરૂરનું છે તે શિક્ષણ પોતાના પ્રયાસે અને પોતાની બુદ્ધિએ લે તેવી જાતનું પ્રબોધક વાતાવરણ રચે છે.

આ વાતાવરણમાં આવનાર બાળકને વાતા-વરણ સ્વયં જાણે કે આમંત્રે છે, અગર પ્રેરે છે કે તમારી જાતે પસંદગી કરો, અને પસંદગી



પ્રમાણે તમે તમારી મેળાએ જ્ઞાન મેળવો અને શક્તિ કેળવો.

આ વાતાવરણ બહુ કાળજીપૂર્વક એટલે કે બાળકો કુદરતી રીતે સ્વતંત્ર પરિસ્થિતિમાં સમય-પત્રક અને અભ્યાસક્રમની મર્યાદાથી મુક્ત હોય ત્યારે શિક્ષાના ભય અને ઇનામના પ્રલોભન વિના કેવી રીતે સ્વયં શીખે છે તેનો અભ્યાસ કરીને કરવામાં આવેલ છે. અર્થાત્ ભિન્ન ભિન્ન પરિસ્થિ-તિમાં બાળકોને સ્વતંત્ર મૂકયા પછી એ પરિસ્થિ-તિમાં થતા બાળકોના ઇંદ્રિયો તથા મનના આઘાત પ્રત્યાઘાતો અને તેની ઉપરથી થતી બાળકની વિકાસની પ્રવૃત્તિ ઉપર બનાવવામાં આવે છે.

આ પદ્ધતિ સ્વયંશિક્ષણની સાથે જ પ્રબોધક સાહિત્યવાળી છે. એનાં પ્રબોધક સાહિત્યો જ્ઞાન કે શક્તિનો સ્વયં પ્રબોધ કરે છે. એ સ્વયં પ્રબોધનના કાર્યમાં પડતી ભૂલો એની મેળાએ જ અનુભવ અને પ્રયોગથી બાળક સુધારે તેવી પ્રબોધક સાહિત્યોની રચના છે.

આ પદ્ધતિ બાળકને એક નાની છતાં સંપૂર્ણ પણ વિકાસમાન વ્યક્તિ તરીકે સ્વીકારે છે. બાળકની શક્તિમાં વિશ્વાસ, એનું સન્માન એ આ પદ્ધતિના રહસ્યના મંત્રો છે. સ્વાતંત્ર્ય અને

સ્વયંસ્ફૂર્તિ આ પદ્ધતિના શ્વાસોચ્છ્વાસ છે. સ્વતંત્ર પરિસ્થિતિમાં અંતઃસ્ફૂર્તિથી બાળક બુદ્ધિપૂર્વક જે કાંઇ કરે છે તે કેળવણીના કાર્ય રૂપ છે એમ આ પદ્ધતિ સ્વીકારે છે.

સ્વાતંત્ર્ય એટલે સંયમન કે સ્વનિયમન. સ્વાતંત્ર્ય એટલે અતંત્ર નહિ. સ્વયંસ્ફૂર્તિ એટલે સદ્ કરવાની અંતઃસ્ફૂરણા. બાળક સ્વતઃ સન્માર્ગે જનારૂં છે. તેના માર્ગમાં આવતાં વિઘ્નો કે અસદ્‌ને શિક્ષકે ટાળવાનાં છે.

શિક્ષકનું સ્થાન આ પદ્ધતિમાં બાળકને સ્વતંત્રતાને માર્ગે મૂકવાનું, તેની પરાધીન સ્થિતિમાંથી સ્વાવલંબિત સ્થિતિએ જાય તેવું વાતાવરણ રચવાનું, તેના પ્રેમપ્રકાશથી શિક્ષણનું સમગ્ર વાતાવરણ હૂંફાળું અને ઉલ્લાસભર્યું કરવાનું છે. તે તટસ્થ છે છતાં પ્રવાહમાં આવતા કચરાને દૂર કરે છે. તે દ્દષ્ટા છે છતાં અનુકૂળ સાધનસામગ્રી અને વાતાવરણનો સૃષ્ટા છે. તે અવલોકનકાર છે છતાં વિજ્ઞાનના સિદ્ધાંતોનો સ્થાપક અને તેને અમલમાં મૂકનાર છે. તેનું મુખ્ય સૂત્ર મૌન છે છતાં તેમાં વાણીનો પ્રયોગ ક્યારે કરવો તે તે જાણે છે. તેનો આનંદ બાગનાં ફૂલો પેઠે બાળકો જાતે સધાતા વિકાસને લીધે હસી રહે તેમાં છે. તેની કલ્પનામાં



શિક્ષા અને ઇનામ, તેમ જ સ્પર્ધા છે નહિ. પ્રત્યેક બાળક તેની નજરમાં ભિન્ન વ્યક્તિ છે; ભિન્ન ભિન્ન મૂડીથી પોતાની પ્રગતિ સાધનાર ચેતન છે; અને પ્રત્યેકને સહૃદય સહાય આપ્યા કરવી એ તેનું કર્તવ્ય છે.

આ પદ્ધતિનાં સ્થાપક ડૉ. મેરીઆ મોન્ટીસોરી છે. આજના કેળવણીકારોમાં જેઓ અગ્રસ્થાને છે તેમાંનાં તેઓ એક છે. તેઓ ઇટાલીનાં બાનુ છે. આ પદ્ધતિ તેમણે મૂઢ બાળકોને શિક્ષણ આપવાના અનુભવમાંથી સમધારણ બાળકો માટે નવા પ્રયોગો કરીને યોજેલી છે.

મોન્ટીસોરી પદ્ધતિ મૂઢ બાળકો માટે છે એવી માન્યતા ભૂલભરેલી છે. મૂઢ બાળકો ઉપરના પ્રયોગોમાંથી શોધેલી આ પદ્ધતિ મૂઢ બાળકો માટે શિક્ષણપદ્ધતિ રૂપે છે, જ્યારે સમધારણ બાળકો માટે સ્વયંશિક્ષણ રૂપ છે. એટલે કે જે સાધનોથી મૂઢ બાળકોને શિક્ષક શીખવી શકે, તે જ સાધનો સમધારણ બાળકો શિક્ષકની મદદ વિના પોતાની જાતે જ વાપરીને તેનાથી મળતું જ્ઞાન મેળવે છે. વળી આ પદ્ધતિ માત્ર સમધારણ બાળકો માટે છે અને તેમાં પ્રતિભાશાળી બાળકોને માટે અવકાશ નથી એ માન્યતા પણ ખોટી છે. એથી ઉલટું

આ પદ્ધતિ વ્યક્તિગત અને સ્વતંત્ર હોઇ વ્યક્તિ-વિકાસને જેટલો જોઇએ તેટલો સંપૂર્ણ અવકાશ આપે છે. વળી આ પદ્ધતિ માત્ર ઇંદ્રિયોના શિક્ષણ સાથે અટકે છે એ માન્યતા પણ ખોટી છે. આ પદ્ધતિથી શિક્ષણની શરૂઆત ઇંદ્રિય-વિકાસથી થાય છે. સ્થાપિત માનસશાસ્ત્રના આજના નિયમો પ્રમાણે મનની શક્તિઓના વિકાસમાં ઇંદ્રિયોનો વિકાસ પાયા રૂપ છે. ખાસ કરીને તો આ પદ્ધતિમાં બાળકની માનસિક શક્તિઓ એટલે બુદ્ધિશક્તિ, ક્રિયાશક્તિ અને કલ્પનાશક્તિ ખીલવવાનો અવકાશ છે. આ પદ્ધતિનું નામ સ્વતંત્ર-વિકાસપદ્ધતિ એવું આપી શકીએ. આ પદ્ધતિમાં ભાષા, ગણિત, ચિત્ર, સંગીત, વગેરે કલા અને જ્ઞાનના વિષયો શીખવાય છે; પણ તેનું શિક્ષણ ગૌણ છે, જ્યારે તેને માટે જોઇતી શક્તિનું શિક્ષણ પ્રધાન છે.

સ્વયંશિક્ષણની આ પદ્ધતિમાં વર્ગવ્યવસ્થા અને શિસ્તનું ધોરણ જુદું છે. જે બાળક બીજાને આડે આવ્યા વિના પોતાનો વિકાસ કર્યે જાય છે તે વ્યવસ્થિત અને શિસ્તવાળું છે. તેને માટે પોતાનું સમયપત્રક અને સ્થળ છે. વિષયમાં પણ પોતાની જ પસંદગી છે. પરિણામે પ્રત્યેક બાળક



પોતાની ગતિએ જ્ઞાન મેળવે છે. તેને ઇનામ અને શિક્ષાનું પ્રયોજન રહેતું જ નથી. તેનો પરીક્ષક તે પોતે જ છે. જ્ઞાનની ભૂખથી તે જ્ઞાન લે છે, માટે જ્ઞાન ન પ્રાપ્ત થાય ત્યાં સુધી ફરી ફરીને તે પોતે જ લે છે.

આ પદ્ધતિ પશ્ચિમના કેળવણીના તત્ત્વ-ચિંતકે શોધેલી છે છતાં તે સર્વદેશીય સિદ્ધાંતો ઉપર રચાયેલી દેખાય છે, અને તેથી તે સર્વ-વ્યાપક અને સર્વમાન્ય થયેલી છે.

# ૧૩ ઉન્મેષપદ્ધતિ

શિક્ષણના કાર્યમાં શિક્ષણપદ્ધતિ અગત્યનું સ્થાન ભોગવે છે. શિક્ષણપદ્ધતિનો આધાર પ્રમાણશાસ્ત્ર કરતાં માનસશાસ્ત્ર ઉપર વધારે હોય. પ્રમાણશાસ્ત્રને માન્ય હોય એવી શિક્ષણપદ્ધતિ માનસશાસ્ત્રાનુસાર ન હોય તો નિષ્ફળ પણ જાય. મોટે ભાગે પ્રમાણશાસ્ત્ર અને માનસશાસ્ત્રને શિક્ષણપદ્ધતિની બાબતમાં મેળ હોય છે; છતાં શિક્ષણની દૃષ્ટિથી પદ્ધતિનો વિચાર કરતાં માનસશાસ્ત્રને વધારે કાળજીથી લક્ષમાં રાખવાનું છે. સ્વાભાવિક રીતે જે પદ્ધતિથી બાળક શીખતું માલૂમ પડ્યું છે તે પદ્ધતિ શિક્ષણના કાર્યમાં સફળતા આપે; તે પદ્ધતિ જ શિક્ષણની પદ્ધતિ થઈ શકે. જે પદ્ધતિ તર્કથી વિચારતાં ખરી લાગે છતાં જો તે બાલમનને અનુકૂળ ન હોય તો તે નિષ્ફળ જાય.

આપણો અનુભવ છે કે જ્યારે આપણે એકાએક કોઇ નવીન વસ્તુ કે પરિસ્થિતિના સંસર્ગમાં



આવીએ છીએ ત્યારે આપણી ઇંદ્રિયો અને બુદ્ધિ તે જ ક્ષણે સમગ્ર વસ્તુ કે પારસ્થિતિને વિગતસર જોઈ શકતી નથી, સમજી શકતી નથી ને ધારણ કરી શકતી નથી. આનું કારણ એ છે કે સ્વભાવતઃ જ આપણી ઇંદ્રિયો મન બુદ્ધિ વગેરે હરકોઇ વસ્તુના પ્રથમ પરિચયમાં આવે છે ત્યારે તેની અતિ સ્પષ્ટ, ખૂલતી અને ઇંદ્રિયોને સહેજે ચોંટી જાય, મનનાં સહેજે ભરાઇ જાય ને બુદ્ધિમાં સહેજે પેસી જાય તેવી વિગતોને જ પિછાની લે છે, ને તેવી વિગતોનું તેમને જ્ઞાન થાય છે. જેમ જેમ આપણે વસ્તુના વિશેષ પરિચયમાં આવીએ છીએ, જેમ જેમ ઇંદ્રિયો, મન, બુદ્ધિ વગેરે પ્રથમ પરિચયની વસ્તુઓને સુસ્પષ્ટપણે ઝીલી લઇ તેને પોતાની કરતી જાય છે, તેમ તેમ એ જ વસ્તુની મોટી વિગતોની આજુબાજુની વિગતો આપણી આંખ આગળ તરવા લાગે છે, અને આપણા જૂના જ્ઞાનની સાથે જોડાઇ જાય છે. વળી જેમ વખત અને પરિચય વધે છે તેમ જૂના જ્ઞાનમાં નવી વિગતો ગોઠવાતી જાય છે અને આખરે આખી વસ્તુ, આખી પરિસ્થિતિ, આપણા જ્ઞાનમાં આવી જાય છે.

જ્ઞાતમાંથી અજ્ઞાતમાં જવું એ સ્વાભાવિક છે.

સમગ્ર વસ્તુનો ખ્યાલ આવ્યા છતાં તેની મુખ્ય મુખ્ય વિગતોનો ખ્યાલ પ્રથમ પરિચયે, બારીક વિગતોનો બીજે પરિચયે અને તેથીય બારીક વિગતોનો ખ્યાલ વળી ત્રીજે પરિચયે આવે છે. વળી પ્રથમ પરિચયે મોટે ભાગે ઇંદ્રિયગમ્ય વસ્તુઓ જ સમજાય છે, તો બીજે પરિચયે મનોગમ્ય વસ્તુઓ, તો વળી અન્ય પરિચયે એથી ઉંડા પ્રદેશોની વસ્તુઓ લક્ષમાં આવે છે. જ્ઞાન ઉપાર્જન કરવાની બાબતમાં માણસની પ્રકૃતિ સ્થૂળમાંથી સૂક્ષ્મમાં જવા તરફ છે. પ્રથમ બાળક સ્થૂળ વસ્તુઓ ઝીલે છે, ને પછીથી સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ વસ્તુને પકડે છે.

બાળકને પીલગાર્ડનમાં લઇ જાઓ તો પ્રથમ-દર્શને બાળક સિંહ, વાઘ, વરૂ, ઝાડપાન વગેરેનાં સ્થૂળ સ્વરૂપો જોવામાં જ આનંદ માને; તેનું જ્ઞાન તેને થાય. તેની પેલી મેર જવા તે લલચાય નહિ. પણ જ્યારે બીજી વાર બાગમાં જઇએ ત્યારે બાળક પ્રાણીઓની ટેવો, તેમનો ખોરાક, તેમની રીતભાત વગેરે વિષે વિચાર કરવા લાગે. ત્રીજી વાર જઇએ ત્યારે બાળક એકબીજાં પ્રાણીઓને સરખાવે, તેમના સ્વભાવ અને ટેવોની તુલના કરે વગેરે વગેરે. આમ બાળક એક જ વસ્તુના પરિ-



ચયમાં વારંવાર આવતાં તે સ્થૂળમાંથી સૂક્ષ્મમાં જતું જાય ને આખરે તેને તે વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન થાય છે. પણ જો બાળકને બાગમાં લઇ જઇએ ને તેને એક સિંહ પાસે બેસારી સિંહ સંબંધે અથઇતિ જ્ઞાન લેવાનું કહીએ તો તેને રુચે જ નહિ; તેના મનને તે અનુકૂળ પડે જ નહિ. તેનો સ્વભાવ તો આખા બાગ ઉપર એક વાર ફરી વળવાનો અને પહેલે પરિચયે જે જે સઘળું ઉડી ઉડીને આંખ વગેરે ઇંદ્રિયોને ચોંટે તેને જાણી જવાનો, સમજી જવાનો, તેમાં આનંદ લેવાનો છે. જેમ પરિચય વધતો જાય છે તેમ તે તેના જ્ઞાન અને આનંદમાં ઉંડું જતું જાય છે.

રાજકીય વિષયોમાં અમુક ઉંમરના માણસોની ચાંચ ખૂંચે જ નહિ. ધર્મનાં તત્ત્વો અમુક વયનાં મનુષ્યોની બુદ્ધિમાં આવી જ ન શકે. કેટલીએક ચિત્રકલાની અનુપમ કૃતિઓ અમુક વયનાં મનુષ્યોની સમજણમાં આવે જ નહિ. અમુક ઉંમરે બાળકની અમુક અમુક શક્તિઓ ખીલેલી નથી હોતી. આથી બાળક અમુક ઉંમરે એક જ વસ્તુની અમુક જ બાજુઓ–વિગતો સમજી શકે, બધી નહિ. આથી જ બાળક બાગમાં જઇને બધી વસ્તુનું જ્ઞાન લેવા પ્રેરાતું નથી. તે ફૂલને જોઇ શકે છે,

તેને સૂંઘી શકે છે, તેના રંગમાં મજા લઇ શકે છે, તેના આકારને અનુભવી શકે છે પણ તેની નજરે ફૂલનો ભૌમિતિક આકાર ચડતો નથી. તેના મૂલ્યની તેને કલ્પના નથી આવતી. ફૂલની સૃષ્ટિ રચનાર મહાન સૃષ્ટાનો ગંભીર ખ્યાલ તેની બુદ્ધિમાં નથી ઉઠતો. છતાં જેમ જેમ પરિચય વધતો જાય અને જેમ જેમ શક્તિઓ વધતી જાય તેમ તેમ તે ફૂલોની વાતો વધારે ને વધારે સમજતું થાય જ. એવી રીતે શરૂઆતમાં બાળકને ઝાડપાન જોઇને વનસ્પતિશાસ્ત્રના વિચારો ન સૂઝે કે સિંહો વગેરે જોઇને પ્રાણીશાસ્ત્રના વિચારો ન સૂઝે.

બાળકના મનનો આવો સ્વભાવ હોવાથી એ સ્વભાવની વિરુદ્ધ જાય તેવી પદ્ધતિથી તેને શીખવવા બેસીએ કે તેને કોઇ જાતનું જ્ઞાન દેવા બેસીએ તો તે તેને ગમે નહિ; તેમાં રસ આવે નહિ. કદાચ તે ભય, લાલચ કે બીજા કારણે બધું યાદ રાખી લે; તો પણ લીધેલું જ્ઞાન બને તેટલી ઉતાવળે ભૂલી જવાનો પ્રયત્ન તે કરે જ. અત્યાર સુધી આમ જ બનતું આવ્યું છે એ વાત તો આપણે પોતે જ કહીએ છીએ.

આથી આપણે બાળકની જ્ઞાન ઉપાર્જનની સ્વાભાવિક ટેવો જેવી કે



૧ જ્ઞાતમાંથી અજ્ઞાતમાં જવાની,

૨ સ્થૂળમાંથી સૂક્ષ્મમાં જવાની,

૩ પોતાની ઉંમરના પ્રમાણમાં ખીલેલ ઇંદ્રિયો, મન અને બુદ્ધિને જોઇએ તેટલું જ જ્ઞાન લેવાની,

આ ત્રણ ટેવોને અનુસરીને જ શિક્ષણપદ્ધતિનું નિર્માણ કરીએ. બીજી બાલમનની ઘણી ખાસિયતો છે જેની અવગણના કરીને આપણે સફળ શિક્ષણપદ્ધતિની યોજના ન જ કરી શકીએ. ઉક્ત ટેવો દાખલા રૂપે છે, નહિ કે એક સંપૂર્ણ યાદી રૂપે, એ વીસરી જવાનું નથી. ઉન્મેષપદ્ધતિમાં ઉપરના ત્રણે નિયમો સચવાય છે. પ્રથમ મોટી વાતો શીખવાય છે; પછી તેની આજુબાજુ નાની નાની, અને છેવટે છેક ઝીણી ઝીણી વિગતો મૂકાય છે.

ઉન્મેષપદ્ધતિ શિક્ષણપદ્ધતિ છે તેમ જ વસ્તુઘટનાની યોજના પણ છે. અમુક રીતે વસ્તુની ગોઠવણ કરવી કે જેથી બાળકને જ્ઞાન લેવાનું કાર્ય સુલભ થાય; અથવા બીજા શબ્દોમાં બોલીએ તો બાળકની જ્ઞાન લેવાની સહજ પ્રકૃતિ પ્રમાણે વસ્તુની ગોઠવણ કરીએ તેનું નામ વસ્તુઘટનાની

યોજના. અત્યારે ઇતિહાસ કાલક્રમાનુસારી પદ્ધતિથી ચાલે છે. એથી બાળકને પોતાની ઉપર લખી ત્રણે ટેવોની વિરુદ્ધ જઇ હકીકતોનાં લૂખાં ઠોઠાં મગજમાં ભરીભરીને ઠાલવી નાખવાની દુઃખદ ક્રિયા કરવી પડે છે. કાલક્રમાનુસારી પદ્ધતિમાં ઇતિહાસની નાની અને મોટી, મહત્ત્વની અને નહિ મહત્ત્વની, સઘળી હકીકતો ક્રમાનુસાર બાળકને શીખવી પડે છે. પ્રથમ તેણે બાબર વિષે જે સઘળું જાણવા જેવું હોય તે જાણવું જ જોઇએ. બાબરના નાનપણની વાતોથી માંડીને, બાબરના રાજકાજની નીતિની, દક્ષતાની વગેરે વાતો પણ બાળકે જાણવી જ પડે. બાબરે કઇ કઇ મોટી લડાઇઓ કરી તે પણ બાળકે જાણવું જોઇએ, ને બાબરના ચારિત્ર્યની ઔરંગઝેબ કે અકબરના ચારિત્ર્ય સાથે તુલના કરવાનું બુદ્ધિ વિષયક ઉંચા પ્રકારનું કામ પણ તે જ સમયે બાળકે કરવું જોઇએ. બાબર તેની બધી વિગતોમાં પૂરો થઇ જાય પછી જ તેના દીકરા હૂમાયુંની વાત આવે. ત્યાં સુધી હૂમાયુંનું નામ લેવાય નહિ.

કાલક્રમાનુસારી પદ્ધતિથી અપાતું ઇતિહાસનું શિક્ષણ કઠણ નીપજે તેમાં આ પણ કારણો છે. આને બદલે આપણે ઉન્મેષપદ્ધતિથી ઇતિહાસ



શીખવવો જોઇએ.

ઉન્મેષપદ્ધતિમાં વસ્તુની ગોઠવણ છે. ઉન્મેષ-પદ્ધતિથી ગોઠવાયેલી વસ્તુઓમાં આટલી બાબતો તો જોઇએ જ; પછી તે વસ્તુ પુસ્તક રૂપે હોય, પદાર્થ રૂપે હોય, નકશા રૂપે હોય કે આલેખન રૂપે હોય. જેમ કે:

૧ ગોઠવણ એવી હોવી જોઇએ કે જેમાં સમગ્ર વસ્તુનું દર્શન થાય.

૨ દર્શન રેખા રૂપે હોય.

૩ રેખા રૂપે આપેલા દર્શનની વસ્તુઓ એવી હોવી જોઇએ કે જેની આજુબાજુ બીજા દર્શનની વિગતો સ્વાભાવિક રીતે ગૂંથાઇ શકે કે ગોઠવાઇ જાય.

૪ બીજા દર્શને પ્રથમ દર્શનની વિગતોની આજુબાજુ નવી વિગતો ગોઠવાવી જોઇએ કે જે વિગતો ફરી વાર ત્રીજા દર્શન માટે તો પ્રથમ દર્શન રૂપે જ હોઈ શકે.

આવી રીતે જ્ઞાત વસ્તુઓની આજુબાજુ અજ્ઞાત વસ્તુઓને દિવસે દિવસે વધારતા જઇ શરૂ-આતમાં મૂકેલ સમગ્ર વસ્તુના રેખાચિત્રને સંપૂર્ણ ચિત્ર બનાવી દેવું જોઇએ.

આ રેખાચિત્રમાં રંગો પૂરવા જતાં ચિત્રના એકમને વિસરી જવું નહિ. તેમ જ મૂળ વસ્તુ કે મૂળ કેન્દ્રની આસપાસ જ નવાં વર્તુળો ગોઠવાય છે તે વાત લક્ષ બહાર જવા દેવી નહિ.

આ રેખાચિત્રમાં દેશનો આખો ઇતિહાસ આવવો જોઇએ. ચિત્ર રેખામાં હોય છતાં સમયથી તે સંકળાયેલું હોવું જોઇએ. એ રેખાચિત્રમાં ઐતિહાસિક મહાન સ્તંભો–દીવાદાંડીઓ ( વ્યક્તિઓ કે બનાવોની ) ઠેકાણે ઠેકાણે ઉભી રાખવી જોઇએ. તે દીવાદાંડીઓ એવી રીતે ગોઠવેલી હોવી જોઇએ કે તેની આજુબાજુ મૂકવાના દીવાઓને તે બંધબેસતી આવે. આવી ગોઠવણ કરવામાં જ ઇતિહાસલેખકની કુશળતા છે. વાંચનારને એટલું ભાન વગર મહેનતે થવું જોઇએ કે તે એક ચોક્કસ પ્રદેશમાં મોટાં મોટાં પગલાં મૂકી ફરે છે, અથવા મોટર કે રેલગાડીથી ફરે છે. પણ જ્યારે તે પાછો ગાડી કે પગથી ફરશે ત્યારે ત્યારે તેના માર્ગે એ જ રસ્તાની ઘણી વસ્તુઓ આવશે. રેલગાડીથી ગયેલે રસ્તે ફરી ઘોડાગાડીથી કે પગથી જઇએ ત્યારે જેમ આવી ગયેલી જગાઓની નવીનતા ભૂંસાઇ જતી નથી કે નીરસતા ઉત્પન્ન થતી નથી, ઉલટું જૂની પરિચિત જગાઓને ફરી વાર જુદી



રીતે મળીએ છીએ ત્યારે તેને વધારે ચોક્સાઇથી ઓળખીએ છીએ ને તેમાં આનંદ માનીએ છીએ, તેમ ફરી વારના ઇતિહાસના વાચનમાં પણ થવું જોઇએ. જૂના મિત્રો ફરી ફરીને નવા લેબાસમાં ને નવી ગોઠવણમાં મળતાં જેમ આનંદ વધે ને નવા લેબાસનું જ્ઞાન થાય, તેમ જ ઉન્મેષપદ્ધતિથી લખાયેલા ઇતિહાસની ઇબારતો પરત્વે પણ બનવું જોઇએ. આમ બને તો નીરસતાનો જે દોષ ઉન્મેષપદ્ધતિને માથે મૂકવામાં આવે છે તે ઉડી જાય.

ભૂગોળનો દાખલો લઇએ. ધારો કે ઉન્મેષપદ્ધતિથી આપણે હિંદની ભૂગોળ શીખવવી છે. સાહિત્યની ગોઠવણ કેવી કરવી એ પ્રશ્ન અગત્યનો છે. આપણી પાસે બેશક અત્યારે જે જાતનો નકશો છે તેનો તો ત્યાગ જ કરીએ. એક નવો નકશો બનાવીએ. આખા હિંદનું રેખાઆલેખન આપીએ. તેમાં માત્ર મોટા પર્વતો, મોટી નદીઓ, મોટાં રણો, મોટાં શહેરો, મોટાં જંગલો મૂકીએ. આ થયું પ્રથમ દર્શન. બાળક નજરે જોતાં જ આ બધું શીખી જાય. પછી તેની નજર આગળ લાવીએ બીજો નકશો. એમાં પેલા જૂના મિત્રોના નાના મિત્રો બેસારીએ. મોટા પર્વતો પાસે નાના

પર્વતો, મોટી નદીઓ પાસે નાની નદીઓ, વગેરે આવે. આ રીતે આખો નકશો આસ્તે આસ્તે ભરી દઈએ. એકમ એક જ રહે ને વિગતો વધતાં વધતાં સંપૂર્ણતાને પામે. આવી રીતે બીજાં પુસ્તકોથી અને નકશાથી ભૂગોળની બીજી હકીકતો પણ બાળકો પાસે લાવી શકીએ.

આવી જ રીતે ગણિત, વ્યાકરણ વગેરે વિષયોનાં પુસ્તકો રચી શકીએ કે તેની વસ્તુઓ ગોઠવી શકીએ. આ ગોઠવણ પ્રમાણે શીખવવાનું પણ રાખવું જોઈએ. ગોઠવણને અનુસરીને શિક્ષણ આપવાનું સહેલું પડશે.

## ૧૪ કાલક્રમાનુસારી પદ્ધતિ

ઈતિહાસ શીખવવામાં સામાન્યતઃ ત્રણે પદ્ધતિઓ વપરાય છે; ઉન્મેષપદ્ધતિ, કાલક્રમાનુસારી પદ્ધતિ અને વ્યુત્ક્રમપદ્ધતિ.

ઉન્મેષપદ્ધતિ વિષે ઉપર કહેવાઈ ગયું છે. કાલક્રમાનુસારી પદ્ધતિ આજે બહુધા પ્રચલિત છે. આ પદ્ધતિ એટલે કાળના વહેવા સાથે જેવો ઈતિહાસ બન્યો છે તેવો ઈતિહાસ કાળના અનુક્રમથી શીખવવો. અર્થાત્ ઈતિહાસના આદિથી તે ઈતિહાસના અંત સુધી વર્ષાનુક્રમે શીખવ્યે જવું.

આ પદ્ધતિ અનુસાર શીખવવા માટે ઘણાં પાઠ્યપુસ્તકો રચાયેલાં છે. અને લગભગ આ પદ્ધતિથી દુનિયાની શાળાઓમાં ઈતિહાસશિક્ષણ આજે અપાય છે.

આથી ઈતિહાસશિક્ષણનું કામ હમેશ અઘરું અને નીરસ બન્યું છે. કારણ કે નાના વિદ્યાર્થીઓને

પણ ઇતિહાસ પહેલેથી શીખવવાનો હોઇ તેમાં સહેજે જે ભૂતકાળમાં વિદ્યાર્થીઓને રસ નથી હોતો અને હોઈ પણ ન શકે, એ ભૂતકાળ તેમને ગોખવો પડે છે. પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓની ઐતિહાસિક કલ્પના એટલી કેળવાયેલી નથી હોતી કે તેઓ ઇતિહાસનાં પડોમાં ઉંડે જઇને ઇતિહાસના જૂના પ્રશ્નોને મનમાં પ્રત્યક્ષ કરી શકે. ઇતિહાસનો વિષય આવડવો જોઇએ માટે પરીક્ષામાં પાસ થવા ખાતર વિદ્યાર્થીઓ ઇતિહાસ ગોખી લે છે. તેઓને ઐતિહાસિક ઘટના સ્પર્શી શકતી નથી. અલબત્ત, ઇતિહાસનું કઠિન શિક્ષણ કંઇક રસિક બનાવવા શિક્ષકો વાર્તાઓથી ઇતિહાસ શીખવવા યત્ન કરે છે; ને હમણાં હમણાંમાં વાર્તા રૂપે ઇતિહાસ લખાવા લાગ્યો છે. છતાં ઇતિહાસ-શિક્ષણ જીવંત નથી થતું કારણ કે આ જાણવાનો ઉદ્દેશ વિદ્યાર્થીઓને સમજાતો નથી. ઇતિહાસનું જૂનું વાતાવારણ તેમની આસપાસ નથી. આજે તો આપણી શાળામાં ઐતિહાસિક વાતાવરણ વચ્ચે વિદ્યાર્થીને ભણાવવાને કશાં જ સાધનો નથી. અને આપણે સંકોચ વિના એમ પણ કહી શકીએ કે આજના ઇતિહાસના શિક્ષકની નજર પણ ઇતિહાસના ઉંડા-ણમાં જઇ શકતી નથી. તેને પણ ઇતિહાસ એક



ચોપડી લાગે છે, અને બધા બનાવો તેની સામે પણ સપાટી ઉપરના ડુંગરા, નદીઓ કે વૃક્ષો સમાન ભાસે છે. મોટા ઇતિહાસવેત્તાઓના મનમાં જે ઇતિહાસનું ભવ્ય ગૌરવ અને પ્રાચીનથી અર્વાચીન સુધીની કલ્પના હોય છે તેમાંનું શિક્ષકના મનમાં કશું હોતું નથી. આથી કાલક્રમાનુસારી પદ્ધતિએ ઇતિહાસ લખવાને માટે તર્કશુદ્ધ હોવા છતાં ભણાવવાને માટે તે પદ્ધતિ અશાસ્ત્રીય છે, અર્થાત્ બાલમાનસથી વેગળી છે.

એકંદરે ઇતિહાસશિક્ષણની સફળતા અને બાળકોના ભલા ખાતર આપણે આ પદ્ધતિ છોડી દેવી જોઇએ.

# ૧૫ વ્યુત્ક્રમપદ્ધતિ

કાલક્રમાનુસારી પદ્ધતિથી ઉલટી વ્યુત્ક્રમ-પદ્ધતિ છે. આમાં ઇતિહાસના વર્તમાનકાળથી પાછા ચાલવાનું છે અને આપણે આપણો પરિચય આપ્યા પછી આપણા પૂર્વજોનો, તેના પૂર્વજોનો પરિચય આપવાનો છે. આજની સ્થિતિનો ખ્યાલ આપ્યા પછી તેની પૂર્વની સ્થિતિ, પછી તેની પૂર્વની સ્થિતિ, એ રીતે બની ગયેલી બીનાઓ વિદ્યાર્થીઓ પાસે રજુ કરવી તેનું નામ વ્યુત્ક્રમપદ્ધતિ. પહેલી કરતાં આ પદ્ધતિ સ્વાભાવિક છે. આજ, આપણી આસપાસ, એટલે કે વર્તમાનમાં બાળક રસ લઇ શકે છે કારણ કે તે પ્રત્યક્ષ છે. અને સ્થૂળમાંથી સૂક્ષ્મમાં અગર જ્ઞાતમાંથી અજ્ઞાતમાં જવાના શિક્ષણસિદ્ધાંત પ્રમાણે આપણે તેને સહેલાઇથી વર્તમાનકાળમાંથી ભૂતકાળમાં લઇ જઇ શકીએ. જ્યારે કાલક્રમાનુસારી પદ્ધતિમાં અજ્ઞાતમાંથી ધીરે ધીરે જ્ઞાતમાં જવાનો ઉલટો ક્રમ છે.



વ્યુત્ક્રમપદ્ધતિથી શિક્ષણ ચલાવવા જતાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં ફેરફાર કરવાની જરૂર અનિવાર્ય નથી માત્ર કાળનો ક્રમ બદલીને શિક્ષણ આપવાનું છે.

આ પદ્ધતિથી કામ કરવામાં ભૂગોળની વધારેમાં વધારે સારી સહાય લઇ શકાશે, અને તેથી ઇતિહાસ અને ભૂગોળ બન્નેનું શિક્ષણ જીવંત થશે. ઇતિહાસના શિક્ષણનું મૂળ પ્રત્યક્ષમાં હોવાથી ઐતિહાસિક કલ્પના સ્વાભાવિકપણે ખીલશે. અને એક પાછળ એક ઘટના જેમ ડુંગર પાછળ ડુંગર નીકળે છે તેમ નીકળતી જતાં વિદ્યાર્થી કુતૂહલથી અને રસથી ઇતિહાસનાં તળો ઉકેલશે.

શિક્ષકને આ પદ્ધતિએ ચાલતાં શરૂઆતમાં નવું અને કઠણ લાગશે. શિક્ષક આમાં પણ વાર્તા-કથનનો ઉપયોગ કરી શકે છે. પણ તેથી વધારામાં તે પ્રવાસો, પ્રદર્શનો, સંગ્રહસ્થાનો અને જીવંત દુનિયા બતાવી શકે છે. કાલક્રમાનુસારીપદ્ધતિમાં તેમ જ આમાં પણ શિક્ષક નાટ્યપ્રયોગપદ્ધતિનો ઉપ-યોગ જરૂર કરી શકે છે. પ્રત્યક્ષનું નાટક ભજવવું સહેલું પડશે. તેની સાથે જ ધીમે ધીમે વિદ્યાર્થીઓની નટવૃત્તિ ભૂતકાળમાં પેસવાને માટે કેળવાતી જશે.

ઇતિહાસનાં આજનાં પાઠ્યપુસ્તકો કોઈ પણ સારા શિક્ષકને અથવા ઇતિહાસતત્ત્વવેત્તાને સારાં લાગે તેવાં નથી. આજનાં પાઠ્યપુસ્તકો પરીક્ષાને માટે રચાયેલાં છે. કોઈ પણ સારી પદ્ધતિ આજનાં પાઠ્યપુસ્તકોથી ઘેરાયેલી હોઈ તે સારી હોવા છતાં સંપૂર્ણ સફળ નીકળશે નહિ. ઇતિહાસના જાણકારો પાસે બાળકોના હિતાર્થે સારાં પાઠ્યપુસ્તકો લખવાની માગણી કરી અહીં જ અટકીએ.

# ૧૬ પુસ્તકાલયપદ્ધતિ

પુસ્તક સ્વતઃ શિક્ષાગુરુ છે અને પુસ્તકાલય એ શાળા છે. શાળામાં માણસો જ્ઞાન લેવાનાં સાધન માત્ર મેળવે છે; પણ પુસ્તકાલયમાં જઈને તો તે ખુદ જ્ઞાન મેળવે છે.

એક સારું પુસ્તકાલય અનેક શિક્ષકોની ગરજ સારે છે. પુસ્તકાલય શિક્ષકની જેમ વિદ્યાર્થીઓને ધમકાવતું નથી, શિસ્ત પળાવતું નથી, ચડાઉતરી અને ખોટી સ્પર્ધામાં ઉતારતું નથી, પરીક્ષાનો ભય પેદા કરતું નથી. અને છતાં તે પળે પળે પ્રેમથી, વિનયથી, રસ વડે તેમાં આવનારને ભણાવે છે.

કોઇ પણ ઠેકાણે શાળા સાથે કે શાળા વિના પણ પુસ્તકાલય એ શિક્ષણની એક સ્વયં પદ્ધતિ રૂપ છે.

હરેક શાળામાં પુસ્તકાલય એક અધિક શિક્ષક તરીકે ગણાવું જોઇએ. અને શિક્ષકે પોતે બધો

વખત શીખવવાનો મમત રાખવા કરતાં વિદ્યાર્થીઓને પુસ્તકાલયમાં વધારે ને વધારે છૂટા મૂકવા જોઇએ. સ્વાધ્યાયપદ્ધતિમાં આવો પુસ્તકપરિચય વિદ્યાર્થીઓને મળવાની સારી ગોઠવણ છે. પ્રાથમિક શાળાના શિક્ષણનો અરધો વખત પુસ્તકાલયમાં બાળકોને મૂકવાથી નિશ્ચિત શિક્ષણનું કામ પણ વધારે સંગીન જ થશે. જે વખતે વિદ્યાર્થીઓ પુસ્તકાલયમાં આવીને બેસે તે વખતે શિક્ષક સારા ગ્રંથપાલની ગરજ સારે. કયાં કયાં પુસ્તકો સારાં છે, કોને કયાં પુસ્તકો આપવાં, કોને કયા પુસ્તકમાં રસ જગાડવો વગેરેનો અમલ તે કર્યા કરે.

પુસ્તકાલય શિક્ષણશાળા રૂપે તેમ જ એક પ્રયોગસ્થાન તરીકે પણ ઉભું રહેશે. શિક્ષક-ગ્રંથપાલ સારાં નરસાં પુસ્તકોની તપાસણી રાખે, નરસાંને બાદ કરી સારાં પુસ્તકો વિદ્યાર્થીઓ પાસે મૂકી કઇ ઉંમરે કયું પુસ્તક રસથી વંચાય છે, કયા વિષયો ઉપર લખાયેલાં પુસ્તક કઇ ઉંમરે વધારે વંચાય છે, પુસ્તક વાંચતાં થાકનું પ્રમાણ કેટલું વધે ઘટે છે, વાંચેલા પુસ્તકની એકંદરે વિદ્યાર્થી ઉપર કેવી છાપ પડે છે, વગેરે બાબતો ઉપર જુદાં જુદાં નોંધપત્રકો તૈયાર કરી શકે, અને તેના અભ્યાસ ઉપરથી ઘણાં સત્યો યાને સિદ્ધાંતો તારવી શકે.



પુસ્તકાલય જ્યારે એક શિક્ષણપદ્ધતિ બને છે ત્યારે તે તેના સંગ્રહમાં અને રચનામાં એક સુવ્યવસ્થિત સ્થળ બને છે. થોકડાબંધ ભેગાં કરેલાં પુસ્તકો શિક્ષણ આપી શકતાં નથી. પુસ્તકોનાં વિષય અને ઉપવિષયવાર, ક્રમકવાર અને ઉંમરવાર વર્ગીકરણ આ પદ્ધતિ સફળ કરવાનાં આવશ્યક અંગો છે.

પુસ્તકાલયપદ્ધતિ માટે જુદા જુદા વિષયનાં પુસ્તકો શ્રેણીબદ્ધ જોઇએ. પ્રવેશિકાથી કે બાળપોથીથી માંડી સાત ચોપડી સુધીનાં સાહિત્યનાં, ઇતિહાસનાં, ભૂગોળનાં, ગણિતનાં, વિજ્ઞાનનાં અને એવા વિષયો ઉપરનાં પુસ્તકો જોઇએ. ક્રમે ક્રમે ચડતું જતું પુસ્તક વાંચવા સાથે, વાંચનાર જ્ઞાનમાં ક્રમે ક્રમે ચડશે. આ રીતે વર્ગમાં ચાલતાં પાઠ્યપુસ્તકોની ગરજ છાજલી ઉપર ગોઠવેલાં ક્રમિક પુસ્તકો સારશે. આવાં પુસ્તકો હજી સુધી બનાવવાનું વિષયજ્ઞાતાઓને સૂઝ્યું નથી તેમ શિક્ષકોને તેની બહુ જરૂર ભાસી નથી, કેમ કે હજી સુધી પુસ્તકાલય-પરિચયપદ્ધતિ કરતાં અભ્યાસક્રમ અને વ્યાખ્યાન-શિક્ષણપદ્ધતિનું બહુ જોર છે.

જેમ શાળામાં તેમ જ શાળાની બહાર પણ પુસ્તકાલય રૂપી શાળા ગામેગામ અને લત્તે લત્તે

સ્થપાવી જોઇએ. શિક્ષકને પગાર આપવો પડે છે, જ્યારે પુસ્તકાલયને પુસ્તકો ખરીદી દેવાં પડશે. શિક્ષકને ભણાવવાની મહેનત લેવી પડે છે જ્યારે પુસ્તકોને જ્ઞાન આપવાની મહેનત લેવી પડશે નહિ; માત્ર વારંવાર વંચાઇને ફાટવું પડશે. શિક્ષકની ચોક્કસ હાજરી સિવાય ભણતર સંભવિત નથી તેને બદલે પુસ્તકાલયનાં બારણાં ચોવીશ કલાક ઉઘાડાં રાખીશું તો ચોવીશ કલાક શિક્ષણ ચાલશે.

પુસ્તકાલય વ્યવસ્થા, શાંતિ, સભ્યતા અને વિનયનું શિક્ષણ પણ આપવાનો પ્રબંધ કરી શકશે. પુસ્તકો કેમ વાપરવાં, કેવી રીતે વાંચવું, પાસે વાંચનાર પ્રત્યે કેમ વર્તવું, આવજા કેમ કરવી, વાતચીત કેમ કરવી, વગેરે શીખવામાં આપોઆપ ઘણી કેળવણી આવે છે.

આ રીતે પુસ્તકાલય એક શિક્ષણપદ્ધતિ છે.

## ૧૭ મુખપાઠપદ્ધતિ

મોઢેથી ગુરુ વિદ્યાર્થીને પાઠ આપે અને વિદ્યાર્થી તે પાઠ લીધા પછી પોથી કે પુસ્તકમાં જોઇ જોઇને મોઢે કરી લાવે તેનું નામ મુખપાઠપદ્ધતિ. રુદ્રી, મહિમ્નથી માંડી વેદનું શિક્ષણ પણ આ પદ્ધતિએ પરાપૂર્વથી ચાલ્યું આવે છે. પ્રાચીન કાળમાં જ્યારે પુસ્તકો નહોતાં ત્યારે આ એક જ પદ્ધતિ હતી. પ્રાચીન ગુરુઓના આશ્રમો વેદશિક્ષણના ધ્વનિઓથી ગાજી ઉઠતા, એની ભવ્ય વાતો આજે આપણે સાંભળીએ છીએ. મોઢેથી અપાતા પાઠોનાં ચિહ્નો ને કંડિકાઓ, હાથના કે માથાના હિલનડોલનથી બતાવવામાં આવતાં. એને સ્વર સાથે અભ્યાસ કહેવાતો. કાળ જતાં આ મુખસ્વરચિહ્નોને તાલપત્ર ઉપર નોંધ્યાં હશે. આજે કંઠસ્થ જ્ઞાન પુસ્તકસ્થ થયું છે છતાં શાસ્ત્રીઓ અને પુરાણગુરુઓ પુરાતન મુખપાઠપદ્ધતિથી પોતાના વિદ્યાર્થીઓને શીખવે છે.

જે જ્ઞાન સદૈવ કંઠે જ સંઘરી રાખવા જેવું હોય તે જ્ઞાન આ મુખપાઠપદ્ધતિથી લેવાવું જોઇએ. હમેશાં કાવ્યગ્રથિત વિષયો મુખપાઠપદ્ધતિથી શીખવવા વધારે સરળ પડે છે. બેશક યજુર્વેદ જેવા ભાગો ગદ્યમાં શીખવાતા છતાં ગદ્યનો પાઠ કરવાની મુશ્કેલીને કારણે જ ગૂઢ વિષયોમાં સૂત્રો રચવાં પડ્યાં હશે. આપણી શાળાઓમાં આજે મુખપાઠપદ્ધતિ પ્રચલિત નથી કારણ કે આજનું જ્ઞાન પદ્યને બદલે ગદ્યમાં વધારે છે. વળી પદ્યમાં રહેલું જ્ઞાન પણ મોઢે જ રાખવા જેવું નહિ પણ વખતોવખત વાંચીને મઝા લેવા જેવું ગણેલું હોવાથી મુખપાઠપદ્ધતિને અવકાશ નથી રહ્યો. છતાં કવિતા, મુખપાઠ અને લેખાં એ આ પદ્ધતિના અવશેષો છે.

શિક્ષણમાં મુખપાઠને ફરી ઉમેરવાની જરૂર છે. સમજ્યા વિના મુખપાઠ કરવો અગર ગુરુની ધાકે મુખપાઠ કરવો એ બાબતને ન સ્વીકારીએ; પણ ઘણી વસ્તુઓ જે જીવનમાં મોઢે જોઇએ, જે માટે વારંવાર પુસ્તક જોવા જવું પાલવે નહિ, જે જ્ઞાન હાજર હથિયાર જેવું હોય, તે જ્ઞાન મોઢે જ જોઇએ. આજના કાળનો મુખપાઠ વધારે રસિક સંગીત સાથેનો રાખીને પણ તેના વડે સારૂં, ઉપયોગી અને ઘણું જ્ઞાન આપવું જોઇએ.



મુખપાઠપદ્ધતિ ઘણાં બધાં પાઠ્યપુસ્તકોનો ઘટાડો કરે છે, જ્યારે ગુરુઓનું અવલંબન વધારે છે. બુદ્ધિશક્તિની ખીલવટ માટે સ્વતંત્ર પ્રયાસ અને ગુરુની સહાય માત્ર જોઇએ. પણ સંચિત અને માત્ર સ્મૃતિ ઉપર ટેકવી રાખવાનું જ્ઞાન આ પદ્ધતિએ લેવાની ગોઠવણ કરવામાં કોઇ જાતની હરકત નથી. તેમ જ વસ્તુને સમજાવ્યા પછી તેને યાદ કરી લેવા માટે મુખપાઠનો અવશ્ય ઉપયોગ કરી લેવો જોઇએ. આજે મુખપાઠ સામે જે વિરોધ વધતો જાય છે તે હવે શમતો જવો જોઇએ.

શિક્ષણમાં મુખપાઠપદ્ધતિને પણ ચતુર શિક્ષકે અગત્યનું સ્થાન આપવું.

## ૧૮ વેણુપદ્ધતિ

મારાં કાકી પાસેથી શેરીની સ્ત્રીઓ રામકથા અને બીજી ગીતકથાઓ ‘વેણુ’ લઇ લઇને શીખતી હતી. કાકી ભણેલાં હતાં. તેઓ કથાઓ વાંચીને મોઢે કરતાં અને બીજી બહેનોને બબ્બે લીંટીઓનું વેણુ આપી તેમને સેંકડો લીંટીઓ શીખવતાં.

તેમની વિદ્યાર્થિનીઓ રાત્રે બબ્બે લીંટીનાં વેણુ લેતી અને બીજી રાત સુધીમાં દળતાં, ભરડતાં, પાણી ભરતાં, રસોઇ કરતાં વારંવાર તે વેણુ યાદ લાવીને પોતાનો પાઠ પાકો કરતી. હું પણ વેણુપદ્ધતિનો નિશાળિયો હતો. મારી મોટી બહેનો વેણુ ભૂલી જતી ત્યારે હું તેમને સંભારી દેતો.

આ વેણુપદ્ધતિએ આપણી જૂનામાં જૂની અને કિંમતીમાં કિંમતી સાહિત્યસમૃદ્ધિ અત્યાર સુધી એક વેણુથી બીજે વેણુ, એક મ્હોંએથી બીજે



મ્હોંએ ઉતરી આવેલી છે. નિરક્ષર એવો આપણો દેશ હજી પણ જીવનસંસ્કારિતાના ઘણા અંશો સાચવી રહેલ છે, સાહિત્ય અને કળામાં તેની દૃષ્ટિ હજી નિર્મળ છે, તેનું કારણ આ વેણુપદ્ધતિ છે. શેરીમાં કાકી-દાદીઓ વેણુપદ્ધતિ ચલાવતી. ગુરુઓ વિદ્યાર્થીઓને એકેક શ્લોક મોઢેથી આપતા અને પાઠ કરાવતા; અને હજી પણ સંસ્કૃત વ્યાકરણ અને સાહિત્યનો, ધર્મનાં સ્તોત્રો અને સુભાષિતોનો અભ્યાસ એ પદ્ધતિએ ચલાવે છે.

આ વેણુપદ્ધતિના પ્રદેશમાં જેટલું જેટલું આવી શકે તેટલું આજે પણ શિક્ષકે અને ખાસ કરીને ગામડાના શિક્ષકે શીખવવું ઘટે છે. સરકારી શિક્ષણપદ્ધતિએ પાઠ્યપુસ્તકોનો અને પદાર્થોનો ડેંડાટ વધારી વગર પૈસે શીખવી શકાય તેવી જૂની પદ્ધતિને ધક્કો માર્યો છે. સરકારી ધોરણમાં ન આવે તેવા શિક્ષકો તો વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકોમાંથી અને નિશાળમાં ભેગા કરેલા અને શીશીઓમાં રાખેલા પદાર્થદર્શનમાંથી બચાવે. તેઓ વિદ્યા વેણુથી આપે અને એનો અનુભવ વિદ્યાર્થીઓને પ્રત્યક્ષમાં લઈ જઇને કરાવે.

જે વિષય કાવ્યમાં ન આવી શકે તે વિષયને જૂના લોકો વેણુપદ્ધતિથી શિક્ષણ ચલાવવા માટે

કાવ્યમાં ઉતારતા. આજના કેટલાએક શિક્ષકો ઇતિહાસ ભૂગોળ જેવા કેટલાક વિષયોને કાવ્ય દ્વારા શીખવે છે, ત્યારે તેઓને હસી કાઢનારા તેઓ પોતે જ વેણુપદ્ધતિનું મહત્ત્વ સમજતા નથી એમ દાખવે છે. સંગીતનું સ્વરૂપ આજે પણ કાવ્ય દ્વારા જ શીખવવામાં આવે છે. હમણાં જ મારા એક મિત્રશિક્ષકે આરોગ્યનો વિષય કાવ્યમાં ગોઠવી બહુ સારી રીતે વિદ્યાર્થીઓને શીખવ્યો હતો.

હાલની પાઠ્યપુસ્તકિયા પદ્ધતિ માણસના સ્મૃતિવિકાસને અવકાશ આપતી નથી; 'ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે'ના સિદ્ધાંતનો તે ભંગ કરે છે. આપણે જોઇએ છીએ તેમ આજનું જ્ઞાન કાયમી નહિ પણ પરીક્ષા સુધીનું છે; જ્યારે જોઇએ ત્યારે વાપરી શકાય તેવું નહિ પરંતુ ખરે વખતે એળે જાય તેવું છે.

વેણુપદ્ધતિથી બીજો ફાયદો એ છે કે તેથી નિરર્થક વિપુલ ભણતર વધતું નથી. જે ઉત્તમ અને ગ્રાહ્ય છે તેનો જ સંગ્રહ રહે છે, અને તે જ વેણુ દ્વારા ઉત્તરોત્તર સમાજને મળે છે.

વેણુપદ્ધતિ સામે પુસ્તકપદ્ધતિ મૂકતાં આજના જગતમાં ઉપરથી પુસ્તકપદ્ધતિનું મહત્ત્વ વધારે



લાગે તે સ્વાભાવિક છે. જે વ્યક્તિસ્વાતંત્ર્ય કરતાં વ્યક્તિઅહંતાથી આપણે આગળ વધી રહ્યા છીએ તે દૃષ્ટિએ પુસ્તકપદ્ધતિ કદાચ આજે અને આવતી કાલે માનનીય રહેશે. પણ જેઓ સુવર્ણયુગની કલ્પના કરી શકે છે તેઓ આજની પુસ્તકપદ્ધતિને બદલે વેણુપદ્ધતિને સત્યયુગની પદ્ધતિ તરીકે ફરી વાર સ્વીકારશે.

વેણુપદ્ધતિમાં એ વાત ખરી છે કે તે મુખપરંપરિત હોવાથી ભાષાશુદ્ધિ અને અર્થમાં ઘણી વાર ફેર પડી જાય છે. પણ તે જેટલું ધારીએ છીએ તેટલા થોડા સમયમાં બનતું નથી. પુરાતત્ત્વવેત્તાઓ વેણુને આજે સંગ્રહિત કરીને એક બાજુએ સાચવવાનો પ્રયત્ન કરે છે જ્યારે બીજી બાજુએ વેણુ સંગ્રહિત થવાની સાથે જ તેનો પ્રવાહ અટકી જાય છે, એટલે કે પુસ્તકમાં સમાપ્ત થાય છે.

છેવટે ગામડામાં ગરીબોના શિક્ષણમાં તેમ જ જેલના કેદીઓના શિક્ષણમાં તો વેણુપદ્ધતિ એક જ ઉત્તમ પદ્ધતિ છે, અને તેનો અમલ કરવા સૌએ પ્રયત્ન કરવો જોઇએ.

# ૧૯ શ્રવણપદ્ધતિ

જે જે વિષયો શ્રવણેન્દ્રિય એટલે કે કાનની ઇન્દ્રિયની મર્યાદામાં આવી શકે તેમને આપણે શ્રવણપદ્ધતિથી પણ શીખવી શકીએ. ખાસ કરીને જેના શિક્ષણમાં તર્ક પ્રધાન નથી પણ કાનની ઇન્દ્રિયોનો અનુભવ પ્રધાન છે, તેમાં આ પદ્ધતિ સફળતાથી વાપરી શકાય છે.

નાનાં બાળકો ત્રણ વરસની ઉંમર સુધીમાં માતૃભાષા આ પદ્ધતિએ એટલે કે સાંભળી સાંભળીને જ શીખે છે. ધ્વનિગોચર દુનિયાનો પરિચય પણ આ રીતે જ બાળકોને થાય છે. કાન દ્વારા જ્ઞાન મેળવવાની સ્વાભાવિક રીતને આપણે શિક્ષણની પદ્ધતિ તરીકે યોજી શકીએ છીએ. દાખલા તરીકે આપણે સંગીતને શ્રવણપદ્ધતિએ બાળકોને શીખવી શકીએ છીએ. સંગીતની પ્રચલિત પદ્ધતિ સરગમથી વિષય શરૂ કરવાની છે. એમાં સા, રે, ગ, મ



વગેરેનો ભેદ પાડવાનું કામ શ્રવણેન્દ્રિય અને બુદ્ધિ બન્નેએ મળીને કરવાનું હોય છે. બાલમંદિરનાં બાળકોને મેં કેટલાય વખત સુધી સંગીત સંભળાવ્યા જ કર્યું. જેઓ ધ્વનિમાનસ બાળકો હતાં તેઓ રસપૂર્વક સંગીત સાંભળતાં હતાં. તે વખતે મારો હેતુ તેમને સંગીતસંસ્કાર આપવાનો હતો. તેઓ સંગીતનું શ્રવણ કરતાં કરતાં રસિક થવા ઉપરાંત ગાન ગાતાં થઇ જશે, એવો મારો ખ્યાલ નહોતો. તેઓને ગાતાં કેમ કરવાં તેનો હું વિચાર કરી રહ્યો હતો એટલામાં બાળકોએ એકાએક ગાયું; અને શ્રવણની શક્તિનું મને ભાન થયું. બી વાવીને ઉપર પાણી છાંટતાં કોઈ સુંદર સવારે ફણગા ફૂટે તેમ વાવેલા સંગીતસંસ્કારો એકાએક અંકુરિત થયા અને બાલમંદિરનો સંગીતનો ઓરડો નાનાં બાળકોના સુરીલા તાલબદ્ધ ગાનથી ગુંજી રહ્યો. ત્યારથી મેં શ્રવણ કરાવીને જ્ઞાન આપવાની પદ્ધતિનો વધારે અનુભવ કર્યો. વાર્તાઓ વારંવાર બાળકોને સંભળાવતાં બાળકોને વાર્તાઓ વગર ગોખ્યે મોઢે થઇ ગયેલી મેં જોઇ.

આ ઉપરથી મેં આદર્શવાચનમાં નવી દૃષ્ટિ મેળવી. અત્યાર સુધી આદર્શવાચનથી સુવાચન ઘડવાનો મારો ઉદ્દેશ હતો. હવે મને સમજાયું કે

શિષ્ટ સાહિત્યના શ્રવણ માત્રથી સાહિત્યરસિકતા ઉપરાંત સાહિત્યસર્જનશક્તિ ખીલી શકે.

કાકાસાહેબ કાલેલકરે અંગ્રેજી શીખવવાની પ્રત્યક્ષપદ્ધતિમાં અંગ્રેજી વાર્તાઓ અર્થ સમજાવ્યા વિના વિદ્યાર્થીઓને હાવભાવ સાથે કહ્યા જ કરવી, તેમ જ તેમને અર્થ સમજાવ્યા વિના તેમની સાથે બોલ્યા કરવું, એને પ્રત્યક્ષપદ્ધતિમાં મૂકપદ્ધતિ કે એવું કંઇક નામ મને કહેલું. આજે હું એ ક્રિયાને શ્રવણપદ્ધતિમાં મૂકી શકું.

આંધળાઓ માટે શ્રવણપદ્ધતિ જાતજાતની રીતે શિક્ષકોએ વાપરવી જોઇએ. જ્યાં દર્શનની ઇંદ્રિયથી કશું મેળવી શકાય નહિ એવા નિર્જન સ્થાનમાં, અગર જેલ જેવાં સ્થળોમાં પણ શ્રવણપદ્ધતિનો સારો ઉપયોગ થઇ શકે.

શ્રવણપદ્ધતિ એ વ્યાખ્યાન કે પ્રવચનપદ્ધતિ નથી. વ્યાખ્યાન કે પ્રવચનપદ્ધતિ બુદ્ધિગમ્ય વિષયોને માટે છે. શ્રવણપદ્ધતિમાં વારંવારના શ્રવણનો પ્રબંધ છે. વારંવાર સંભળાવીને જે શીખવી શકાય તે શ્રવણપદ્ધતિ. વારંવાર ટોક ટોક કરવું તેનું નામ શ્રવણપદ્ધતિ નથી. શ્રવણપદ્ધતિમાં શ્રવણયોગ્ય કોઇ પણ વિષયને ફરી ફરી વાર શ્રવણપટ ઉપર મૂકવાનો છે.



શ્રવણપદ્ધતિમાં પરિણામ તુરત નથી, પણ તેમાં લાંબે વખતે પાક આવે છે. અને શિક્ષકે વિષય ધરવા માટે સારી તૈયારી અને વાતાવરણની નિશ્ચિતતા અને સ્થિરતા રાખવાની જરૂર છે. કાન ઉપર એક ને એક જ વાત એવા જ સ્વરૂપે મૂકાવી જોઇએ. એમ ન બને તો કાનના કેમેરા ઉપર એક ઉપર એક એવાં જુદાં જુદાં ચિત્રો પડવાથી એક પણ ચિત્ર સ્પષ્ટ ઉઘડે નહિ. જે કાંઇ સંભળાવીને સિદ્ધ કરવું હોય તે તેની તે જ ઢબે, લગભગ તેના તે જ વાતાવરણમાં મૂકવું જોઇએ.

## ૨૦ વાર્તાપદ્ધતિ

હરેક વિષયને વાર્તાથી આપણે શરૂ કરી શકીએ અગર શીખવી શકીએ, માટે વાર્તાકથન એ પદ્ધતિનું એક અંગ બને છે.

વાર્તા દ્વારા ઇતિહાસશિક્ષણની શરૂઆત કરવાનું યુરોપમાં ઘણા વખતથી દાખલ થયેલું છે. આપણે ત્યાં વાર્તા દ્વારા ઇતિહાસ શીખવવાની શરૂઆત થઈ છે. વાર્તા કહેવામાં કુશળ શિક્ષકો ઇતિહાસની હકીકતો એવી સચોટ રીતે બાળકો પાસે મૂકે છે કે બાળકોને ઇતિહાસ પ્રત્યક્ષ થાય છે. તેઓ ઇતિહાસનાં પાત્રો પાસે જ ઉભાં ઉભાં ઇતિહાસને ભાળે છે. વાર્તા મારફત આવેલ ઇતિહાસની હકીકતો ભૂલાતી નથી. હરેક શિક્ષક વાર્તા દ્વારા ઇતિહાસ શીખવવાનો અનુભવ જાતે કરી જુએ.

આજનાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાંનાં કોઇક જ વાર્તા રૂપે લખાયેલાં છે. શિક્ષકે ઐતિહાસિક



હકીકતો વાંચી જઇ તેને વાર્તાના રૂપમાં રૂપે રંગે શણગારી વિદ્યાર્થીઓ પાસે મૂકવાની છે.

વાર્તાથી ભૂગોળ જેવો, કેવી રીતે શીખવવું તેમાં અટપટો ગણાતો વિષય બહુ સારી રીતે શીખવી શકાય છે. આપણે ત્યાં ભૂગોળની વાર્તાઓ જેવી એક પણ ચોપડી નથી. યુરોપિયન સાહિત્યમાં તેવી છે, તેમાંથી આપણે જાણી શકીએ. પણ તેમ શક્ય ન હોય તો આપણે પોતે એટલી કલ્પના ધરાવીએ છીએ કે ભૂગોળની વાતોને વાર્તાના રૂપમાં ગોઠવી શકીએ. આપણે પ્રાથમિક શાળાની ભૂગોળ શીખવવા માટે નીચેનાં મથાળાંની વાર્તાઓ બનાવી શકીએ.

૧ દ્વારકાથી મુંબઇ સુધીનો સાયકલનો પ્રવાસ.
૨ રામેશ્વરથી કાશ્મીર સુધી હવાઇ જહાજમાં.
૩ કલકત્તાથી મુંબઇ મોટરમાં.
૪ કરાંચીથી કોલંબો આગબોટમાં.
૫ દીવાસળીનો વેપાર.
૬ હિંદુસ્તાનના સિંહો.
૭ ઊંટનું સંમેલન.

આવી વાર્તાઓમાં થોડાંએક પાત્રો કલ્પી તેમની પાસે ભૌગોલિક બીનાઓ આવે તેમ તેમને

પ્રવાસે મોકલવાનાં છે. અગર વાર્તાના રૂપે તેમની પાસે કામ કરાવવાનું છે. 'રખડુ ટોળી' નામની વાર્તા ભૂગોળ અને વિજ્ઞાનની વાર્તાનો સારો દાખલો છે. શિક્ષકે વાર્તાઓ જોડી કાઢવાની છે, અને તે જોડેલી વાર્તા નકશો બતાવતા જઇ વિદ્યાર્થીઓને કહેવાની છે.

વાર્તાઓ દ્વારા સાહિત્ય તો સહેલથી શીખવી શકાય. સુંદર વાર્તાનું કથન સીધા સાહિત્યના પરિચય અને અભ્યાસ રૂપ છે. આગળના વખતમાં પુરાણિકો વાર્તાઓ દ્વારા ધર્મનું અને જીવનનું શિક્ષણ આપતા હતા. આજે પણ ગામડાંઓમાં ઘણી બાબતોનું જ્ઞાન વાર્તા દ્વારા બુઢ્ઢાઓ પાસેથી નાનાંઓ સહેજે લે છે. આપણે વાર્તાપદ્ધતિથી શિક્ષણ આપવાની રીત ફરી વાર વધારે જીવંત કરવાની જરૂર છે, કેમ કે તે સસ્તી અને સહેલી છે.

વાર્તા મારફત વિષયો શીખવી શકાય તેમ જ વિષયો તરફ સારી અભિરુચિ કરાવી શકાય છે. મોટા સંગીતકારોની, ચિત્રકારોની, શિક્ષણકારોની રાજનીતિજ્ઞોની વાર્તાઓ કહી કહીને આપણે તે તે વિષય પ્રત્યે વિદ્યાર્થીઓની રુચિ જાગૃત કરી શકીએ છીએ. દરેક વિષય-સંગીત, ચિત્ર, વગેરે જેવા



વિષયની ઉત્પત્તિ સંબંધે પણ વાર્તાઓ હોય છે, જે ખોળી કાઢી તેનો ઉપયોગ કરી શકીએ.

વાર્તાપદ્ધતિનું પણ નિશ્ચિત સ્વરૂપ છે. ગમે તેવી ગમે તેમ વાર્તા કહેવાથી તે વાર્તાપદ્ધતિમાં આવી શકતી નથી. વાર્તાની પસંદગીમાં વાર્તાનું વસ્તુ, વાર્તાનું બંધારણ, વાર્તાનો રસ વગેરે પદ્ધતિ ચલવનારે સમજવાનાં છે. વાર્તા કહેવાની હથરોટી યાને કળા એ વાર્તાપદ્ધતિનો આત્મા છે. એ હથ-રોટી મેળવવા માટે શિક્ષકે વાર્તાનું શાસ્ત્ર અને ઘણી વાર્તાઓ જાણવાં જોઇએ.

વાર્તાપદ્ધતિનું અતિ આવશ્યક અંગ કથનની છટા છે. એ કથનની છટા વિના વાર્તાપદ્ધતિ લગભગ નિષ્ફળ જાય છે. વાર્તાપદ્ધતિનું અત્યંત અનાવશ્યક અંગ વાર્તા કઢાવવી તે છે. આ પદ્ધતિથી શિક્ષણ સફળ કરવું હોય તો વિદ્યાર્થીઓને વાર્તા કીધા પછી તેમની પાસેથી તે કઢાવવી નહિ.

વાર્તાપદ્ધતિનો ખરો દુરુપયોગ કિન્ડરગાર્ટન શાળામાં એકડો કે ક શીખવવા વાર્તા કહેવામાં આવે છે, અગર બીકનપદ્ધતિમાં શબ્દો કે વાક્યો શીખવવા વાર્તાનો ઉપયોગ કરવામાં આવે છે તેમાં છે.

## ૨૧ ચલચિત્રપદ્ધતિ

ચિત્રદર્શનથી શિક્ષણ આપવું અગર ચિત્ર-દર્શન કરાવી માહિતી આપવી એ બહુ જૂની પ્રથા છે. સચિત્ર ગરુડપુરાણ એ સ્વર્ગ નરકના સામુદાયિક શિક્ષણનો છેલ્લો પ્રયોગ છે. ત્રીશ ચાળીશ વર્ષ પહેલાં 'મુંબઈકા ખેલ દેખો, રાણીકા મહેલ દેખો.' એમ કહીને પ્રવાસી સાધુઓ ફરતી ચિત્ર-પેટીમાં જાતજાતનાં ચિત્રો બતાવતા. એમાંથી ઘણું જોવાનું મળતું.

હાલમાં વિજ્ઞાનની શોધે દુનિયાને ચલચિ-ત્રોની મોટી અને અમૂલ્ય ભેટ આપી છે. એ ભેટનો લાભ અને ગેરલાભ આખી દુનિયાને આજે હમેશાં મળે છે. દુનિયાનાં કરોડો નરનારીઓ ભાગ્યે જ કદી આ જીંદગીમાં જોઈ શકે તેવાં દુનિયાની ભૂગોળનાં, ઇતિહાસનાં, ક્ષણે ક્ષણે બનતા બનાવોનાં દર્શન કરે છે. ચલચિત્રની શોધ એટલી



આગળ વધી છે કે જોનારને એમ લાગે છે કે જાણે દેખાડવામાં આવતો કોઈ પણ બનાવ આબે-હૂબ પોતાની આંખ આગળ જ બને છે.

આ ચલચિત્રોએ નાટકો પેઠે છતાં વધારે સચોટ રીતે, થોડા વખતમાં અને થોડા ખર્ચે લોકશિક્ષણનું કામ ચાલુ કર્યું છે. લોકો તેમાંથી સાહસિકપણું, હિંમત, પ્રેમ, ન્યાય વગેરે ગુણોનાં દર્શનો કરે છે; તેમ જ તેઓ ચોરી, લબાડી, હરામી વગેરે પણ જુએ છે. પરિણામે ચલચિત્રોના શિક્ષણે સારૂં અને ખરાબ બન્ને જોરભેર શીખવવા માંડયું છે.

આની સાથે જ રાજસત્તાઓએ અબાધિત ચલચિત્રોના પ્રચારની સામે પ્રતિબંધ મૂકવા માંડ્યા છે. દરેક સત્તા આવો પ્રતિબંધ પોતાની નીતિ, રીતિ અને રાજનીતિની દષ્ટિએ મૂકે છે. વિચારકો અને કેળવણીકારો કેટલાંએક ચલચિત્રોની સામે નારાજી બતાવે છે અને વર્તમાનપત્રો દ્વારા કયાં સારાં અને કયાં નઠારાં તે તરફ ધ્યાન ખેંચે છે.

અમેરિકામાં દર અઠવાડિયે કરોડો બાળકો ચલચિત્રમંદિરોમાં જાય છે. દર મહિને અમેરિકાનાં માબાપોપયોગી માસિકોમાં કયાં ચલચિત્રો બાળ-

કોને બતાવવા યોગ્ય ગણાય તેની યાદી આવે છે. સાહસિક કંપનીઓએ બાળકોના સિનેમા તેમ જ ખાસ બાળકો માટેની ફિલમો બનાવવા માંડી છે. ભૂગોળ, ઇતિહાસ વગેરેના શિક્ષણમાં ચલચિત્રની આવશ્યકતા દિવસે દિવસે ખૂબ સ્વીકારાતી જાય છે.

આપણે ત્યાં ચલચિત્રો આવેલાં છે; પણ હજી બાળકોપયોગી ચલચિત્રો આવેલાં નથી. વળી જે ચલચિત્રો મોટાંઓ જુએ છે તે ચલચિત્રોમાંનાં બધાં નાનાં બાળકોએ જોવા યોગ્ય હોતાં નથી. આવા સંજોગોમાં જ્યારે માબાપોને માલૂમ પડે કે નવી આવેલી ફિલમ બાળકોને શિક્ષણદાયી તેમ જ તંદુરસ્ત છે ત્યારે તેમને પોતાની સાથે અવશ્ય લઇ જવાં. ફારસવાળી ફિલમો બાળકોને જોવી ગમે છે ખરી; પણ કેવળ અર્થ વિનાનાં ફારસો એ આજના જમાનાની વિકૃતમાનસદર્શક ફેશન છે. તેવાથી બાળકોને આપણે દૂર રાખવાં જોઇએ.

કેળવણીકારોએ પરદેશોથી શિક્ષણ ઉપયોગી ફિલમો અહીં મગાવી તેનો વિશાળ પ્રચાર કરવો જોઇએ. એથી આગળ વધીને બાળપ્રેમી કોઇ સાહસિક ધનાઢ્યે બાળકોને માટેની ફિલમો અહીં જ બનાવવાનું ઉભું કરવું જોઇએ.



ચોપડીઓમાંની લૂખીસૂકી હકીકતો કે ન સમજાય તેવી હકીકતો ચલચિત્ર દ્વારા આપણે બહુ સારી રીતે બાળકોને સમજાવી શકીશું.

આજે તો આપણે ચલચિત્રપદ્ધતિની હિમાયત કરીએ.

## ૨૨ ઉસ્તાદપદ્ધતિ

આ પદ્ધતિનો ખરો ખ્યાલ જેઓએ ઉસ્તાદો પાસે **અથવા** ગુરુઓ પાસે વર્ષો સુધી પડ્યા રહીને, ગુરુની અખંડ સેવા કરીને, ગુરુને પ્રસન્ન કરીને ગુરુ પાસેથી કંઇક મેળવ્યું છે તેઓ બહુ સરસ આપી શકે.

શિક્ષણમાં એક સિદ્ધાંત આ પણ છે—

" તૃષાવંત જો હોયગા,
પીએગા જખ માર. "

જેને તરસ લાગી હશે તે જખ મારીને પીશે. જ્ઞાનસંપન્ન ગુરુઓ કે ઉસ્તાદો પોતાની જ્ઞાનની મસ્તીમાં જ્ઞાનની વધારે ને વધારે ઉપાસના કરતા પડેલા હોય છે. કળા કે જ્ઞાનમાં સિદ્ધ એવા ઉપાસકને જોઇને કોઈને થઈ જાય છે કે આવી શક્તિ હું પણ મેળવું. ગુરુ તો પોતાનામાં મસ્ત છે; તેણે શાળા માંડેલી નથી. તેની પાસે અભ્યાસ-



ક્રમ, ઉપસ્કર કે પદ્ધતિ એવું કશું નથી. તે વિદ્યાર્થીને શોધતો પણ નથી. પેલો પિપાસુ આવીને તેને ચરણે બેસે છે અને અનન્યભાવે તેની સેવા આરંભે છે. ગુરુ તેનું હૃદ્ગત સમજે એટલા જ્ઞાતા છે. શિષ્યને જ્ઞાન માટે કેટલી ગરજ છે તેની પૂરી કસોટી કરે છે, અને કસોટીમાંથી જે પાર ઉતરે છે તેના ઉપર વારી જઇ તેને જે જાણવું હોય છે તે એક પળમાં પણ શીખવી દે છે.

વિદ્યાર્થીને અનેક કસોટીમાંથી પસાર થવું પડે છે. તે ઉચ્ચારતો નથી કે ગુરુએ સોંપેલું આ કામ યોગ્ય છે કે અયોગ્ય છે. તેના મનમાં પ્રશ્ન સરખો ઉઠતો નથી કે મને આ ક્યારે શીખવશે. મને શીખવવાને બદલે શા માટે બીજું જ કહે છે અને બીજું જ કામ સોંપે છે. વિદ્યાર્થી તો ગુરુનો પ્રેમ શ્રદ્ધાથી શોધે છે. ઉસ્તાદના રંગીભંગીપણામાં તે રહસ્ય દેખે છે. ઉસ્તાદના અણઘડપણામાં તે ચમત્કાર જુએ છે. વળી કાબેલ ઉસ્તાદો વિદ્યાર્થીની નિષ્ઠા તપાસવા અનેક અવળાં કામો તેને સોંપે છે, અને પોતે પણ ઉલ્લુ જેવા અનેક વાર જાણી જોઇને દેખાય છે. આ બધાની પેલી પાર જઇ વાદળ પાછળના સૂર્ય વિષે જેમ અચળ શ્રદ્ધા છે તેમ ગુરુની શક્તિ વિષે જેને અચળ

શ્રદ્ધા હોય તે વિદ્યાર્થી આખરે ગુરુની પ્રતિભાનું દર્શન કરે છે. અને દર્શનની સાથે જ તે પોતે પણ પ્રકાશિત થઇ જાય છે.

અસલના ગુરુઓ આ ઢબે વિદ્યાર્થીને શીખવતા. એ એક જ ઢબમાં અનેક પદ્ધતિઓનો સમાવેશ થઇ જતો. ગુરુ વિદ્યાર્થીની વ્યક્તિગત શક્તિ, દૃઢતા વગેરે જાણી તેના ઉપર તેનો વ્યક્તિગત વિકાસ અને ઉન્નતિ બતાવતો. અને તેથી કોઇને વર્ષો સુધી તો કોઇને બહુ થોડા માસ જ ગુરુના આશ્રમમાં રહીને પણ વિદ્યા પ્રાપ્ત થતી. ગુરુ વિદ્યાર્થીઓને સમાન ભાવે જોતા અને સમાન ભાવે શિક્ષણ આપતો. જડ તથા પ્રાજ્ઞ બન્નેમાં તે સરખું પ્રતિબિંબ પાડતો અને વિદ્યાર્થીની મૂળ શક્તિ કે વૃત્તિના પ્રત્યાઘાત ઉપર પોતાના શિક્ષણની સફળતા કે નિષ્ફળતા આંકતો. વિદ્યાર્થી અને ગુરુ વચ્ચે જે સંબંધ હતો તે સંબંધ પ્રેમનો હતો, અને એ પ્રેમ જ વિદ્યાર્થીનું અને ગુરુનું સ્થાન મોટા અને નાના તરીકે, અગ્રજ અને અનુજ તરીકે, વડીલ અને બાળક તરીકે સ્વતઃ આંકી દેતો.

આ પદ્ધતિમાં શીખવવાની કઇ રીતને અવકાશ હતો અને કઇને ન હતો તે કહેવું મુશ્કેલ છે.



ખોળામાં બેસાડીને શીખવનાર ગુરુ ધોકા મારીને પણ શીખવતા. મુખથી પાઠ આપીને શીખવનાર ગુરુ મૌન વ્યાખ્યાનથી પણ શીખવતા. બુદ્ધિના અભિમાની શિષ્યને બાર વરસેય ન શીખવતા, જ્યારે સહૃદયી મૂર્ખ શિષ્યને એક દિવસમાં પણ શીખવતા.

આ પદ્ધતિ એ પદ્ધતિઓની પદ્ધતિ છે; અને એને કેળવી જાણે તે સદ્દગુરુ છે, એને જે સહન કરી શકે તે સતશિષ્ય છે. આજે પણ એવા ગુરુશિષ્યો આ પ્રથાએ છેક આત્મજ્ઞાન સુધીનું જ્ઞાન લઇ રહ્યા છે.



# પર્યાય શબ્દો

[ કક્કાવારી પ્રમાણે ]

ગુજરાતી અંગ્રેજી

ઉન્મેષપદ્ધતિ=કૉન્સેન્ટ્રિક પ્લૅન

કાલક્રમાનુસારી પદ્ધતિ=ક્રોનોલૉજિકલ મૅથડ

ચલચિત્રપદ્ધતિ=એજ્યુકેશન બાય સિનેમા

જોડીદારપદ્ધતિ=પાર્ટનરશિપ મૅથડ

ત્રિપદપદ્ધતિ=સેગુઇન મૅથડ

દર્શનપદ્ધતિ=બીકન મૅથડ

દૃષ્ટાંતમૂલક પદ્ધતિ=ઇન્ડક્ટિવ મૅથડ

નાટ્યપ્રયોગપદ્ધતિ=ડ્રામેટિક મૅથડ

પ્રત્યક્ષપદ્ધતિ=ડાયરેક્ટ મૅથડ

પ્રશ્નોતરપદ્ધતિ=ક્વેશ્ચનિંગ મૅથડ

પૃથક્કરણપદ્ધતિ=ઍનેલિટિકલ મૅથડ

મુખપાઠપદ્ધતિ=રેસીટેશન મૅથડ

યોજનાપદ્ધતિ=પ્રૉજેક્ટ મૅથડ

વ્યાખ્યાનપદ્ધતિ=લેક્ચર મૅથડ

સિદ્ધાંતમૂલક પદ્ધતિ=ડિડક્ટિવ મૅથડ

સંયોગીકરણ પદ્ધતિ=સિન્થેટિક મૅથડ

સ્વયંશિક્ષણ પદ્ધતિ=ઓટો-એજ્યુકેટિવ મૅથડ

સ્વાધ્યાયપદ્ધતિ=ડૉલ્ટન પ્લૅન